॥ ૐ ॥

સ્વર્ગવાસી

માણકબાઇ સ્મારક

ગ્રંથાવલિ, મણકો ૩.



# પ્રબોધ-ભારત.

(ભાગ ૨.)



સ્વ૦ અ૦ સૌ૦ પ્રેમકુંવર.

જન્મ સં૦ ૧૯૩૯. સ્વર્ગવાસ સં૦ ૧૯૬૨.

# પ્રબોધ-ભારત.

## (દ્વિતીય ભાગ.)

કર્ત્તા,


**પુરુષોત્તમ વિશ્રામ માવજી,**

જે. પી. એમ. આર. એ. એસ.


"રણવીરસિંહ"–"સુરસાગરની સુંદરી"
"શિવાજીનો વાઘનખ"--"પ્રબોધ ભારત
ભાગ પ્હેલો તથા બીજો," ઈત્યાદિના કર્ત્તા.


**મુંબઇ:**

"વર્તમાન પ્રેસમાં" માલિકને માટે છાપી પ્રગટ
કીધી છે.

૧૪૧ ચંદનવાડી.





સંવત ૧૯૬૨. ઈ. સ. ૧૯૦૬.

**મૂલ્ય રૂ. ૦॥.**




# પ્રસ્તાવના.





પ્રબોધ ભારતનો પ્રથમ ભાગ વાચકવૃંદ સમક્ષ મુકાએલો છે ને આ તેનો બીજો ભાગ પ્રસિદ્ધિમાં લાવવાનો પ્રસંગ ઈશ્વરેચ્છાએ આવ્યો છે.

આ પુસ્તકમાં ભાષા જેમ બને તેમ સરળ રાખવામાં આવી છે; અને સાધારણ જ્ઞાનવાળો મનુષ્ય સુલભતાથી સમજી શકે એ હેતુ સાચવવાનો પ્રયાસ કર્યો છે.

પ્રાણી માત્રને દૃષ્ટાન્ત-વાર્તારૂપ બોધ, સંસાર સમુદ્રમાંથી તરવાને એક નૌકાની ગરજ સારે છે. અનેક હરકતો, આપત્તિઓ તે નૌકાના માર્ગમાં નડતરરૂપ થાય છે. પરન્તુ દૃષ્ટાન્તથી મળેલા બોધરૂપી જ્ઞાન-નૌકાથી તે સમુદ્ર તરી પાર ઉતરવા સમર્થ થાય છે.

આ પુસ્તકમાં અનેક બોધરૂપ વાર્તાની ગુંથણી કરવામાં આવી છે. પણ माले माले मतिर्भिन्ना। એ ન્યાયે વખતે આ પુસ્તકનું લખાણ સંપૂર્ણતાને નપામ્યું હોય તો हंमक्षीर न्यायथी સારરૂપી દુધ ગ્રહણ કરી વાચક પોતાનો હેતુ પાર પાડશે—એજ આ ગ્રંથકર્ત્તાનો ઉદ્દેશ છે.




# અનુક્રમણિકા.

| કથા. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|

# ચિત્રની અનુક્રમણિકા.





# નિવાપાંજલિ.

વહી ગયાં ત્રેવીસ વર્ષ ત્યાં, આયુષ્ય દોરી તૂટી,
દેહલતા કરમાઈ અકાળે, જીવન સેર[1] જ્યાં ખુટી. ૧.

કરમાતાં સુગન્ધ મુકી ગઈ, સ્મરણે ગુણ ઉભરાયે,
હાથતાલી દઈ જતિ રહી જોતો, પ્રિય નેત્ર જળ સારે ! ૨.

ગૃહિણીધર્મ પાળ્યો ગૃહિણીએ, ઉણપ કાંઈ નવ આણી,
તેણે ભાર પતીપર શાથી, છેકજ દીધો નાંખી ! ૩.

કેળવણી શૈશવમાં લીધી, વત્સલ જનનીની પાસે,
વિદ્યોત્તેજન પામી પતિને, ઘેર રમી ઉલ્લાસે. ૪.

એ સાધન સાથે રાખી, સંસારભાર વહેનારી,
પ્રસન્ન દેખી નિશદિન પતિએ, હતી ચિંતા સહુ વામી. ૫.

ધર્મતણા પુસ્તક વાંચીને, ધર્મ સાચવ્યો જેણે;
માયા તિમિરે મુકયો રઝળતો, પતિને આખર તેણે ! ૬.

બની વિલાસી વિદ્યાની, સાહિત્ય રસીલી રામા,
પતિકૃત પુસ્તકમાં રમતીતે, ગઈ યમધામ જ વામા. ૭.

પ્રબોધ ભારત પ્રથમ ભાગનું, મનન કરતી જે અંતે,
દ્વિતીય ભાગને જોયા વણ ગઈ, અક્ષર સદને અંતે. ૮.

એ જોવાની અભિલાષિણી, નિરાશ થઈ પતિ હાથે,
સ્મરિ સ્મરિ એવી કંઇક નિરાશા, સુકાય પતિ નિશ્વાસે ! ૯.

---

[1] પાણીની સેર.

કૃપા **પ્રભુ**ની હતી સર્વથા, દીઠું નસ્વપ્ને દુઃખ,
મીન પ્રેમસાગરનાં દમ્પતી, દુઃખમાં જોતાં સૂખ : ૧૦

એ શકિત દેનારી પાંખ ગઈ ત્રુટિ, પંખી અકળાય,
હૃદય ધમણમાં શોક વાયુની, ફુંકે સુખ સુકાય. ૧૧.

હૃદય થકી સુકાઈ ગયો રસ, અશ્રુધાર થઈ વ્હેતો,
હવે ન આંસુ પત્ની, આંસુઢગ જડ પૃથ્વીપર પડતો. ૧૨.

"**પ્રેમ પ્રેમ**" કહી હૃદયફૂલતું, પ્રિયા હતી જ્યાં પાસે !
પ્રેમ જીવન **પ્રભુ**માંજ લહી, પતિ તમ જીવન નિજગાળે. ૧૩.

જીવન તમ પતિનું, તુજ સદ્ગતિ માગે **પ્રભુ**ની પાસે,
તમ જીવનની એજ પ્રાર્થના આજ સ્ફુરે ભર-આશે ! ૧૪.



# સ્વર્ગવાસી અ. સૌ. પ્રેમકુંવરની ટુંક જીવનકથા.

॥ दृश्यन्ते भुवि भूरि निम्बतरवः कुत्रापिते चन्दगाः
पाषाणैः परिपूरिता वसुमती वज्रो मणिर्दुर्लभः।
श्रूयन्ते करटारवाश्च सततं चैत्रे कुहूकूजितम्
तन्मन्ये खलसंकुलं जगदिदं द्वित्राः क्षितौ सज्जनाः ॥

આ જગતમાં અનેક જીવો પોતાના કર્માનુસાર જન્મ પામી પોતાના કર્તવ્ય કર્મમાં નિરત થઈ આયુષ્યકાલ પર્યન્ત ઐહિક સુખ ભોગવી પારલૌકિક સુખની એષણાને સતત વળગી રહે છે. મનુષ્ય દેહ ધારણ કરી જેનાથી સદાચાર પળાયો નહી, કુળાચાર જળવાયો નહી, ધર્માચાર સચવાયો નહી, અને આ લોક સાધી પરલોક સધાયો નહી તો પછી આપણામાં ને પશુ પક્ષીનામાં ફેર શો સમજવો ? સદ્વર્તનથી સત્કર્મો તરફ વૃત્તિ વળેલી રહે છે, અને સમાનદૃષ્ટિ, પરોપકાર બુદ્ધિ, સંતોષ, નિરભિમાનતા, સત્યતા અને શિયળનો સંચાર થાય છે ને આયુષ્ય સુખમય અને આનંદમય સ્થિતિમાં સમાપ્ત થાય છે.

સતી સ્ત્રીઓ સતીકથા શ્રવણ કરવામાં અને સ્વામિની મનોનુકૂલા થવામાંજ આનંદ માને છે. આર્ય સ્ત્રીઓના ગુણભંડાર મેળવવાને-મેળવી સાચવી રાખવાને સદ્‌વિદ્યા રૂપી માર્ગદૃષ્ટાની જરૂર છે. સારીવિદ્યા સંપાદન કરી હોયતો, કથા, વાર્તા, શાસ્ત્ર અને પુરાણના શ્રવણ, મનન અને નિદિધ્યાસથી સ્ત્રીઓ અનુપમ લાભ, જ્ઞાન, તથા જન્મની સાર્થકતા મેળવે છે. જે સાધ્વી સ્ત્રીને આ ગ્રંથ અર્પણ કરવામાં આવ્યો છે તેના જીવનમાં ઉપલા વચનો કેટલે અંશે સિદ્ધ થયેલાં જોવામાં આવેલાં હોવાથી અમે તેની સંક્ષિપ્ત જીવન કથા આપવી ઉચિત ધારી છે.

સંવંત ૧૯૩૯ ના શ્રાવણ શુકલ ૫ ને મંગળવારને દિવસે પોરબંદર નિવાસી પ્રતિષ્ઠિત શ્રીમંત અને ઉદાર ગૃહસ્થ **રતનસી ખીમજી ઓધવજીને** ઘેર એ સતીનો જન્મ થયો હતો. સર્વ ભાડુંમાં તે સૌથી કનિષ્ઠ હોવાથી કુટુમ્બમાં સૌનો પ્રેમ તેના પ્રતિ અપ્રતિમ હતો. તેનો વિવાહ બહુ નાની વયમાં કરવામાં આવ્યો હતો; પ્રથમ વાગ્દાનથી થયલો સંબંધ સંવત્ ૧૯૫૨ ના કાર્તિક વદ ૧૨ ના દિને લગ્ન ગાંઠથી યાવજ્જીવન પર્યંતનો થયો. ગૃહ

કેળવણી તથા તેને ઉપયોગી થઈ શકે તેટલું વિદ્યાદાન તેના માતૃપક્ષથી તેને બાલ્યાવસ્થામાં પ્રાપ્ત થયું હતું. લગ્ન પ્હેલાંજ સાસુ સસરાનો સ્વર્ગવાસ થયલો હોવાથી ન્હાની વયમાંજ ગૃહસંસારમાં ગૃહિણી તરીકેનો ભાર તેને શિર પડયો ને તે આનંદથી તેણે ઉપાડી લીધો. આવી નાની વય હોવા છતાં અને સંસાર તાપથી નિવારનાર અનુભવી શિરછત્રની શીતલ છાયાનો અભાવ હોવા છતાં સંસારમાં અનેક પ્રસંગે થતી ગુંચવણો પોતાની તીવ્રબુદ્ધિથી દૂર કરતી હતી.

ઘરમાં સ્વચ્છતા રાખવી, સ્નેહી સંબંધીઓ સાથે હસી મળી બોલવું ચાલવું તથા કુટુમ્બ વ્યવહાર સાચવવો, નોકરવર્ગપર પ્રીતિ રાખી કામ લેવું, તેમનાપર યોગ્ય દેખરેખ રાખવી, તેમની સાથે વિવેકની મર્યાદા ન ઓળંગાય એમ સાવચેતીથી વર્તવું—આ સર્વ ગૃહિણીને છાજતા ગુણો તેનામાં વાસ કરી રહ્યા હતા.

એને ગુજરાતી ભાષાનું જ્ઞાન સારૂં હતું તેમ વાંચન પ્રતિ અભિરૂચિ હોવાથી સાહિત્યના પુસ્તકો—તેમાં મુખ્યત્વે કરી સ્ત્રીઓને વાંચવા યોગ્ય પુસ્તકો તથા ધર્મના પુસ્તકો વાંચી-વંચાવી આનંદ પામતી.

સ્વભાવે શાંત અને મિલનસારં હોવાથી સર્વેને પ્રિય થઈ પડવા ઉપરાંત માણસોને કોઈ દિવસ પણ ઉંચે સ્વરે ઠપકો આપતી નહી. પરિજનથી કામ કરવામાં ભુલ થતી તો તેને ભુલ દર્શાવી ફરીથી તેમ નહી કરવાને સૂચના આપતી, અને પરિજન સંબંધી ફરિયાદો જેવી ક્ષુલ્લક વાર્તાથી ઘરમાં બીજાને ત્રાસ આપતી નહી.

આભુષણ વિગેરેમાં આજકાલનો નવો સુધારો તેને સ્પર્શ કરી શકયો ન હોતો અને વિદ્યાની સેવાનું સાર્થક એ થયું હતું કે ફેશનની ફીશીયારીના ફાંટાથી તથા અયોગ્ય સ્વત્રંતા રૂપી નિરંકુશતાના છાંટાથી તે દૂર હતી.

સ્રી કેળવણીની ખરેખરી આવશ્યકતા છે એમ તે સારી પેઠે સમજતી હતી; અને તેનો આવો વિચાર આસરે સાતેક વર્ષ ઉપર મહામારીના કારણે પોરબંદર જવાનું થયું હતું ત્યારે સ્રી કેળવણીને ઉત્તેજન આપવાના હેતુથી કન્યાશાળાઓમાં પ્રસંગાનુસાર ત્યાંના મહારાણીશ્રી તથા એડમિનીસ્ટ્રેટરના મડમ સાહેબ સન્મુખ ઈનામો વ્હેંચી તેણે પ્રસિદ્ધ કર્યો હતો. વિદ્યા તરફની પ્રીતિ ઉપરાંત ધર્મ-કાર્યો તરફની ભકિત પણ તેના હૃદયમાં સ્ફુરતી

હતી. સંવત ૧૯૫૯ માં પતિએ કરેલા વિષ્ણુ યાગમાં બહુ પ્રેમ પૂર્વક ભકિતભાવ દર્શાવ્યો હતો. વળી સને ૧૯૦૫ ના જુન માસમાં સતારામાં મળેલી "અબલોન્નતિ" સભામાં તેણે ભાગ લીધો હતો અને પ્રમુખપદ પામી હતી. તેની આવી ઉત્કટ અભિરૂચિ જોતા તેને ગદ્યપદ્યાત્મક માનપત્ર સતારાના વિદુષી સ્ત્રીવર્ગ તરફથી અર્પણ કરવામાં આવ્યું હતું. (જુઓ પરિશિષ્ટ પાનુ.૧) સતારામાં તેનું રહેવું દોઢ માસ થયું તેટલા વખતમાં તેને અનેક સભ્ય, સદ્‌ગુણી સ્ત્રીઓ સાથે સ્નેહ સંબંધ થયો હતો. અને દક્ષણીવર્ગ પણ પોતાની સાથે તેને આવી સરલતાથી ભળી જતાં જોઇ આનંદાશ્ચર્ય પામતો. પોતે ગર્ભશ્રીમતી હોવા છતાં અને વળી શ્રીમાન પતિની પત્ની હોવા છતાં તેના મનમાં જરા પણ અભિમાન દેખાતુ ન હોતું. સર્વ સાથે સમાનપણે વર્તતી હતી અને તેની આ નિરભિમાન વૃત્તિ તથા વર્તનની સરળતા તથા સાદાઈના ગુણો જયાં જતાં ત્યાં પ્રકાશી રહેતાં.

સ્ત્રી સંસારમાં ગણાતો સીમન્તનો શુભ અવસર આવ્યો ને તેને પ્રથમ પુત્ર પ્રસવ થયો.

પરન્તુ ઋણાનું બંધ ઓછું તેથી ચાર દિવસનું આયુષ ભોગવી તે પુત્ર ચાલ્યો ગયો ને તેની માતાને દુઃખી કરી ગયો. આ પછી પુનઃ સગર્ભા થતાં પુત્રરત્ન જન્મ પામતાં તે દુઃખ ભુલાયું, અને તે પુત્રના લાલન પાલનમાં પતિ પત્ની આનંદમાં કાળ ગાળવા લાગ્યાં. પરન્તુ આ સુખ ઝાઝો સમય ટક્યું નહી. આઠેક માસનો બાળક થયો તેટલામાંજ સુખનું એ નવું મધ્ય બિન્દુ પણ જતું રહ્યું. આ ઘા મૃતબાળકની માને બહુ કારી થઈ પડયો અને તેના મૃત્યુ સુધી તે તેને બહુ સાલતો હતો આથી તેના શરીરપર ઘણી ખરાબ અસર થઇ ને ત્યારથી તેનું શરીર લથડતું ચાલ્યું.

સતી સ્ત્રીને મન પોતાનો પતિ એજ પ્રભુ તથા સાકાર સ્વરૂપે રહેલ નિરાકાર પરમેશ્વર છે. આવી પતિ પરત્વેની વૃત્તિ એનામાં દૃઢપણે વસેલી હતી. પતિની અનુમતિ વિના તે વ્યવહારિક કે પારમાર્થિક—કોઇ પણ કાર્ય કરતી નહી. ધર્મ સંબંધી કોઇ ક્રિયામાં સ્વામીની સંમતિ કે ઇચ્છા નં હોય તો તે બીલકુલ આનાકાની બતાવ્યા વગર—પતિના વિચારને અનુકૂલ થતી. પતિદ્રોહને તે ઇશ્વરદ્રોહ સંમજતી. પતિને સર્વ પ્રકારે પ્રસન્નં રાખવાના

પ્રયત્નમાં પોતાના અપ્રતિમ પ્રેમની સાર્થકતા સમજતી હતી. પોતાની લથડતી હાલતમાં પોતાનું દુઃખ સ્વામીને જણાવતી નહી. સ્વામીના સુખે સુખી અને દુઃખે દુઃખી એ તેની જીંદગીનું અમૂલ્ય સુત્ર હતું.

ઠાકોર સેવા તથા સ્વામી—આ વસ્તુમાં તેનો પ્રેમ અચળ હતો અને તેના હૃદયંગમ મિત્રો પણ આ બેજ હતા. પોતાના પતિને કોઈપણ રીતે સંતાપ નહી થાય એની બહુ કાળજી રાખતી અને પોતાની શિથિલ પ્રકૃતિમાં પણ પતિ સમક્ષ થતાં પ્રસન્નવદન રાખી થતી વેદનાથી તેમને અજ્ઞાત રાખતી ને એવી પ્રકૃતિ આ મરણાન્ત રાખી ન प्राणान्ते प्रकृतिविकृति र्जायते ह्युत्तमानाम् એ મહાવાકયની સત્યતા પોતાના જીવનમાં સિદ્ધ કરી દર્શાવી.

સાધ્વી આવા સુંદર ગુણોથી સુખની છાયા પ્રસારી રહી હતી અને પોતાની સજાતીય ભગિનીઓની ઉન્નતિ અર્થે ઉત્સાહપૂર્વક તેણે પ્રયત્ન શરૂ કર્યો હતો તેવામાંજ ક્રૂર દૈવે તેના સુંદર જીવનનો અંત આણ્યો. સવંત ૧૯૬૨ ના માર્ગશીર્ષ શુકલપક્ષ નવમીની રાત્રીના દોઢ વાગે પુત્રીને જન્મ આપી થોડા સમયમાં તેણે ક્ષણ ભંગુર સંસારનો પરિત્યાગ કર્યો.

પોતાના નિકટના સંબંધી ભાઈ સુંદરદાસ પદમસીના લગ્નના શુભ પ્રસંગમાં તેનો સ્વામી રોકાયલો હોવાથી મોડી રાતે પોતાના મહાલક્ષ્મીના બંગલામાં નિદ્રામાં પડયો, અને સહવારમાં ઉઠતાંજ આ દુઃખદ બનાવનો આ ગ્રંથ કર્ત્તા ભોગ થઈ પડયો.

આ પ્રમાણે આ પવિત્ર જીવનનો અંત ૧૯૬૨ ના માર્ગશીર્ષ શુદ ૧૦ ને બુધવારની સવારમાં, આવ્યો; અને પતિ તથા માતાને સ્મારક તરીકે પુત્રીને સોંપી પોતાનું અખંડ સૌભાગ્ય અખંડિત રાખી :—

શાર્દૂલ વિક્રીડિત.

રાખી જીવન સુખમાં રહી સદા પાળી સતીવૃત્તને
માની નહી દુઃખ લેશ રાચી રહી તે આનંદમાં ચિત્તને
સેવી સ્વામિ સુખોપભોગ ત્યજીને પોતે સુરવર્ગે વસી
મૂકી સ્નેહી સંબંધી વર્ગ સૌને શોકાર્ત ઓ તું સતી ॥

સંસારમાં સ્ત્રી વર્ગને સારભૂત માત્ર પતિ, પતિ ને પતિજ છે. આ શબ્દો હે આર્યાઓ તમે તમારા હૃદય મંદિરમાં દેવરૂપે માની તેની નિરંતર

માનસિક પૂજા કરશો તો સંસારમાં સુખ ભોગવી પરલોકમાં શાંતિ પામશો.

यथाचित्तं तथा वाचो यथावाचस्तथा क्रिया:।
चित्ते वाचि क्रियायांच साधूनामेकरूपता ॥

જેવું ચિતમાં તેવું બોલવું ને બોલવા પ્રમાણે વર્તવું, સાધુ મનુષ્યના મન, વચન અને કર્મમાં સમાનતા હોય છે.



अखिलसौभाग्यसंपन्न वज्रचुडेमंडित

## श्रीमती बाई प्रेमकुंवर बाई साहेब यांस.

सातारा अबलोन्नति सभेकडून प्रेमादर पुरःसर मानपत्र अर्पण करण्यां येतें कीं :—

**सन्मान्य व प्रिय भागिनी,**

आपन आमच्या इतिहासप्रसिद्ध नगरीच्या दर्शनोत्सुकतेनें सातारा येथें आलां व आमच्या संस्थेच्या सांवत्सरिक उत्सवसमारंभास येण्याची तसदी घेऊन आमच्या सभेस दर्शनलाभ दिला, याबद्दल आमचा सर्व स्त्रिवर्ग आपला अत्यंत ऋणी आहे. आंग्लप्रभूंच्या साम्राज्यसत्तेनें व शिक्षणप्रसाराच्या योगानें, गुर्जर व महाराष्ट्र असा भेद न राहतां, आपणांमध्यें राष्ट्रीय ऐक्य व प्रेमभाव उत्पन्न झाला आहे. हें राष्ट्रीय ऐक्य वाढून देश--भगिनीं--मध्ये स्नेहभाव दृढतम व्हावा व त्या योगानें आपली उन्नति अधिकाधिक होत जावी अशी आमची फार इच्छा आहे. आमचा अबलोन्नतिसमाज जरी महाराष्ट्रीय आहे, तरी त्यांत गुर्जर-देशस्थ प्रियभगिनींचा समावेश व्हावा अशी आमची फार लालसा आहे.

आमच्या संस्थेकडून अबला वर्गाच्या उन्नतीकरितां जो अल्प प्रयत्न होत आहे, त्याचें दिग्दर्शन आमच्या वार्षिक रिपोर्टावरून होण्यासारखें आहे. ह्या समाजाच्या आपण सभासद होऊन, प्रसंगविशेषीं आपल्या प्रत्यक्ष भेटीचा व कृपासाह्याचा लाभ देण्याची आपण मेहेरबानी केल्यास आह्मांस फार संतोष होईल. सर्व देशभगिनींनीं परस्परांस ज्ञानदायक व बोधपर सूचना करणें व एकंदर स्त्रीसमाजाच्या उन्नतीप्रीत्यर्थ हातभार लावणें हें आपलें सर्वांचें कर्तव्य आहे. आपल्या सारख्या थोर, श्रीमान, आणि मुंबईसारख्या राजधानींत राहणाऱ्या भगिनींनीं, अशा प्रकारचें साह्य केलें तर आमच्यावर फारच उपकार होणार आहेत. आमचा समाज लहान, आमचें नगरही वैभवशून्य व मागसलेल्या स्थितींत, आणि आमची कर्तव्यक्षमताही अत्यल्प अशी स्थिती आहे तथापि शिक्षणाचा व ज्ञानाचा प्रसार करून स्त्रीवर्गास श्रेष्ठता यावी व परस्पर प्रेमभाव वाढवावा अशी आमची इच्छा मात्र प्रबल आहे, तिला आपल्या सारख्यांचें प्रेमपूर्वक प्रोत्साहन मिळालें ह्मणजे ती पुष्कळअंशीं सफल झाल्यावांचून राहणार नाहीं.

आपण आपल्या सहवासाचा आह्मांस जो अल्प लाभ दिला, त्यावरून आपलें विनयशील व प्रेमळ वर्तन आणि आपलें प्रशसंनीय सौजन्य हें आह्मांस चांगलें व्यक्त होऊन आपल्या विषयीं आमच्या अंतःकरणांत आदर-बुद्धि उत्पन्न झाली आहे व आपला व आमच्या संस्थेचा दृढतर संबंध घडावा अशी आमची इच्छा आहे. याक-रितां आपण आमच्या संस्थेच्या अध्यक्ष व्हावें अशी आमची विनंति आहे, ती मान्य करण्याची आपण मेहे-रबानी करावी.

शेवटीं, आपणास सर्व ऐहिक व पारमार्थिक सुखाचा लाभ होवो व आपणास दीर्घायु प्राप्त होवो एवढी जग-न्नियंत्याजवळ प्रार्थना करून हें प्रेमाचें अल्पसें मानपत्र आह्मीं पुरें करितों.

**सौ. सरस्वतीबाई जोशी.**
**सौ. सत्यभामाबाई काळे.**
**सौ. सिंधुताई घारपुरे.**
**सौ. आनंदीबाई पारसनीस.**
**सौ. द्वारकाबाई विद्वांस.**
**सौ. आनंदीबाई देवधर.**
**कुमारी मथुराबाई जोशी.**

सातारा 'अबलोन्नतिसभे' कडून

**श्रीमंत सौभाग्यसंपन्न बाई प्रेमकुंवर बाईसाहेब यांस**

प्रेमादर पुरःसर निरोप.

**या** ईश्वरा गुणनिधान जगन्निवासा।
त्वत्प्रेरणा जुळवि योग अपूर्व खासा ॥
देतोसि साह्य अपुलें अबलोन्नतीला।
आभार मानु कितिदां तव विश्वपाला ॥ १ ॥
**ई**र्षा धरूनि हृदयीं गुणसेवनाची।
घालोनि त्यांत भर मंगल वासनांची ॥
मुंबापुरस्थ भगिनी गुनि भाग्यशीला।
सालंकृता करितसे आजि ह्या सभेला ॥ २ ॥
**प्रे**मा निरंतर पुढें मनिं बाळगावा।
साताऱ्चें स्मरणही हृदयांत ठेवा ॥
आरोग्य वृद्धि सुख संपत्ति शांतिसेवा।
आणा वसंति पुढच्या पतिप्रेममेवा ॥ ३ ॥
**मधुप** कमल पुष्पीं लुब्ध जैसे मधाला
गुणिजनसहवासें तोष तैसा मनाला ॥

धन आणि गुण जेथें नांदती प्रेमभावें।
विकासित मन बुद्धी सौख्य देती स्वभावें ॥ ४ ॥
कुशलभरित पत्रा पाठवावें त्वरेनें।
हळहळ बहु वाटे जातसा शीघ्रतेनें ॥
पतिसह गृहिं जातां मार्ग तो आक्रमून।
सुविमल प्रभु देवो सौख्य क्लेशा हरोन ॥ ५ ॥
वसंत ऋतुची जशी, सहज आवडी वाटते।
निसर्गहि स्वयें वरी, प्रकृतिसिद्ध शृंगार ते ॥
सुरम्य वन पाहुनी, सुरस कोकिला बोलती।
तशापरि स्त्रिया इथें, फिरुनि दर्शना इच्छिती ॥ ६ ॥
रसाळ वाणी कर्णपथावरि प्रेमकुंवरबाईची।
पडावयाला सभागृहीं या उत्सुकता बहु साची ॥ ७ ॥



IN THE MEMORY OF MY

LATE LOVING WIFE

PREMKORE.

# પ્રબોધ-ભારત.

## (ભાગ ૨ જો.)

કથા ૧ લી.

### " વેદાંતનો ઉદ્દેશ "

" शान्तिमिच्छसि चेदाशु सतां वागमृतं शृणु ।
हृदये धारणाद्यस्य न पुनः खेदसंभवः ॥

જો તું શાંતિની ઇચ્છા રાખતો હોય તો સત્પુરૂષોના વાણીરૂપી અમૃતનું પાન કર; જે વાણીરૂપી અમૃતનું હૃદયમાં ધારણ કરવાથી ફરીને ખેદનો સંભવ રહેતો નથી.



એક ઘણી શાંત, સ્વચ્છ અને મનોરંજક સંધ્યાનો સમય હતો. સંધ્યાદેવી દેવી વિભૂતિ ધારણ કરી શોભી રહી હતી; સમાધિસ્થ ઋષિ રાજની પેઠે સૃષ્ટિ પરમ સુખમય કલ્પનામાં ગુંથાઈ ગયેલ લાગતી હતી; વિહંગો પોતાના માળામાં કલ્લોલ કરી રહયાં હતાં; ઢોરો વાડાઓમાં નિર્ભય હતાં; આખા દિવસની મહેનત પછી મનુષ્ય સાંઝની પ્રાર્થના કરતો અથવા આસપાસ પથરાયેલ શાંત-તાનો ઉપભોગ કરતો અથવા તો આશાયસ લેતો સૂખી હતો. સર્વત્ર શાંતિ છવાઇ રહી હતી. માત્ર આ સમયે સુંદર બુલબુલ પક્ષી મૃદુ સ્વરથી તે સમયે વરસતી પ્રૌઢ શાંતિ સાથે આલ્હાદક ગા-નની વૃષ્ટિ કરી રહ્યું હતું. અન્ય કોઈ પણ પક્ષીનું ગાન આટલું બધું હૃદય પ્રિય થઇ શકત નહિ. મધુર પુષ્પોનો અપ્રતિબંધક સુવાસ સંધ્યાની મૃદુતામય શોભાશ્રીમાં વૃદ્ધિ કરતો હતો. અને સૌમ્ય ચંદ્રિકા પોતાના અર્ધ વિકાસથી તે સમયને અવર્ણનીય મોહિની અર્પતી હતી. પવિત્ર યમુના હમેશના ઓજસ્વી પ્રૌઢ વેગમાં વહેતી હતી.

આ રમણીય તેજોમય ચાંદનીવાળી રાત્રિએ યમુનાના તટપર શ્રી કૃષ્ણ પરમાત્મા રાધા વગેરે ગોપીવૃંદ સાથે પધાર્યા; અને રૂપેરી રેતીવાળું યમુનાનું તટ શ્રી કૃષ્ણના શ્રેયસ્કર સંસર્ગથી પ્રશસ્ત થયું. પોતાને પ્રિય વાંસળી અધરોષ્ટે ધરી, સમયને શોભતું સંગીત વગાડવા માંડયું. અહાહા ! કેવો આનંદકારી પ્રસંગ ! એ અનુપમ લીલાનું કોણ વર્ણન કરી શકે ? વાંસળીના સુંદર સૂર ખરેખર આ મનોહર ટોળા માટે મોહિની મંત્ર જેવા ચિત્તાકર્ષક હતા. આ આનંદ હજી વધારે વખત ટકત, પણ ત્યાંથી થોડે દૂર પડેલા એક મૃત વાછરડાપર શ્રી કૃષ્ણની ઓચિંતી નજર પડવાથી આનંદમાં ભંગ પડયો. સર્વનું મન ચિંતામય થઈને તે દિશામાં ખેંચાયું. વાંસળી વાંસળીને ઠેકાણે રહી, અને શ્રી કૃષ્ણ તે દિશામાં દોડી ગયા. ત્યાં જઇ જુવે છે તો પોતાનુંજ વહાલું પ્રાણી મરેલું દીઠું. સર્વનો આનંદ ઉડી ગયો, આનંદને સ્થળે ચિત્ત ચિંતાતુર થયું, અને કરૂણાજનક વિચારો આવવા લાગ્યા.

આ સ્થિતિમાં થોડીવાર રહ્યા પછી શ્રી કૃષ્ણ વિચાર કરતા કરતા બોલ્યાઃ—"ચિંતા નહિ; વાછ-

રડું પાછું સજીવન થઈ શકશે. પણ તે માટે એકજ ઉપાય છે. તમે પ્રત્યેક, એક પછી એક આ શીતલ ચાંદની, આ સુંદર સરિતા, અને આ મોહક સમય, આ વેલા તમારા દરેકના ચિત્તમાં શા શા વિચારો ગ્રંથે છે ને પોતે શું ઈચ્છે છે, તે સ્પષ્ટતાથી અને નિઃશંકપણે કહી બતાવો તો મૃતવચ્છ પુનઃ સજીવ થાય. કેમકે સત્યની સત્તા બહુ સમર્થ છે. સત્યતા અને નીતિ એ મનુષ્ય પ્રાણીનું ખરૂં દ્રવ્ય છે. વળી આ સૃષ્ટિના સર્વ ધર્મોનો સત્ય મુખ્ય પાયો છે. વાસ્તે તેનુંજ સેવન કરવાથી, આપણે સત્યના પ્રતાપનો અનુભવ કરી શકીશું.

આ વાતને સર્વ સંમત્ત થયા, અને એક પછી એક ગોપી, ખુલ્લા દીલથી પોતાની હકીકત કહેવા લાગી. એકે કહ્યું:—"ઓ મ્હારા કૃષ્ણ! મને તો એમજ લાગ્યું કે, હું આપની જાદુઈ મધુરી મુરલી સદૈવ સાંભળ્યા જ કરૂં." બીજી બોલી:— "સૃષ્ટિ સૌંદર્યને પ્રકાશિત કરતી, યમુનાને રૂપેરી ઝળેહ અર્પતી, વૃક્ષવૃંદને ખીલવતી, વનલીલાને તેજસ્વી કરતી સુશોભિત ચંદ્રજ્યોતિની શી સ્તુતિ કરૂં? તે વેળા મંદ મંદ વાયુથી હાલતાં યમુનાના ઝળહળતાં જલ પ્રવાહમાં ઓ કમળ નયન! આપની

સાથે નિર્વિઘ્ને રસ ઝીલ્યાંજ કરૂં. એ વિચાર મ્હારા મનમાં તો રમી રહયા છે."

ત્રીજીએ કહ્યું:—"કૃપાનાથ કેશવ! મ્હારૂં ચંચળ ચિત્તં તો ગાન-તાનનો આનંદ એક કોર મૂકી સંસારની ઘટમાળમાં ગુંચાઇ ગયું છે. મને તો એવા વિચારો આવે છે કે, અબળાઓને છેક દાસી જેવી સ્થિતિં પહોંચાડનારી લજ્જા, નમ્રતા, પરતંત્રતા, અને એવી એવી બીજી બધી વહેમની રીતો છોડી દઈને, પુરૂષોની પેઠે પુરૂષ વેશ ધારણ કરી અમ સ્ત્રીઓને ગમે ત્યાં ફરવા હરવાનું, તેમજ સ્વતંત્રતા મળે તો કેવું સારૂં? સ્ત્રીઓની હાલની હાલત બહુ ત્રાસદાયક છે. અને મ્હારૂં મન હાલ એજ વિચારમાં ગુંથાઈ ગયું છે." ચોથીએ કહ્યું:—"અંતર્યામિ! મ્હારી તો એવી ઈચ્છા છે કે પવિત્ર ગંગાજીનું ઉત્પત્તિ સ્થાન હિમાલય જે વૈકુંઠભૂમિ છે, ત્યાં જઈ, ઋષિ બની અહોનિશ ઈશ્વર સ્મરણ કર્યા કરૂં." કારણ કે મ્હારા સાંભલવામાં આવ્યું છે:—

किमासेव्यं पुंसां? सविधमनवद्यं द्युसरित:
किमेकान्ते ध्येयं? चरणयुगलं कौस्तुभभृत:।
किमाराध्यं? पुण्यं किमभिलषणीयं च करुणा
यदासक्त्या चेतो निरवधिविमुक्त्यै प्रभवति॥

"મનુષ્યોને વિધિપૂર્વક સેવન કરવાનું શું છે ? ? પવિત્ર ગંગાજીનું તટ. એકાંતમાં બેસી ધ્યાન કરવા યોગ્ય શું છે ? કૌસ્તુભમણિને ધારણ કરનાર વિ-ષ્ણુનું ચરણ યુગલ. હમેશાં આરાધના કરવા યોગ્ય શું છે ? પુણ્ય. ( સત્કર્મ ) ઇચ્છા કરવા લાયક શું છે ? કરૂણા, ( જીવદયા ) જે જીવદયામાં આસક્તિ-વડે ચિત્ત હદવગરની મુક્તિ વાસ્તે સમર્થ થાય છે."

બીજી કેહવા લાગી;—"પ્રાણ સખે ! આ અ સંખ્ય દુઃખોથી ભરપુર સંસારમાં સત્યસુખ શું છે ? હું તો ફકત ભૂખ્યાને ભોજન, તરસ્યાને જળ, નવસ્ત્રાને વસ્ત્ર, માંદાને ઔષધ આપી, ભુલા પડેલા-ઓને માર્ગ બતાવી, દુઃખીને આશ્વાસન દઈ; તેમની સંભાળ લેતી, નિરાધાર દુઃખી ગૃહોમાં શાંતિ અને ધીરજ વરસાવતી ફરૂં તો કેવું સારૂં ? એવું કયારે કરીશ, એવો, મને નિરંતર વિચાર થયા કરે છે." બીજી બોલી;—"વિદ્યાતુલ્ય કોઈ પદાર્થ નથી, એવો મ્હારો નિશ્ચય થયો છે; માટે સર્વ શાસ્ત્રોનું અધ્યયન કરી, સમર્થ શાસ્ત્ર વેત્તાઓની પંક્તિએ પહોંચવા મ્હારી આકાંક્ષા છે."

વળી એક કહેવા લાગી ;— "સંસાર વ્યવહાર, નીતિ-ધર્મ, દેશહિત, ઈશ્વરીજ્ઞાન, યોગ, સમાધિ

ઈત્યાદિ ભિન્ન ભિન્ન વિષયોનું અધ્યયન કરી; તે વીશે ઉપદેશો કરી મ્હારો સુયશ પ્રસારવાની મને ઉત્કટ અભિલાષા છે." ત્રીજીએ કહ્યું:—"સર્વોત્કૃષ્ઠ જર ઝવેરાત અથવા અલૌકિક વસ્ત્રાભૂષણ વગેરે અવર્ણનીય મનોહર અલંકારોથીજ મનુષ્યનું શરીર શોભે છે, માટે તેવા અલંકારોથી હરહમેશ અલંકૃત રહેવા મને ઘણી આતુરતા થાય છે; દેહ ધર્યાનો એ પણ એક લ્હાવો છે. એ અલૌકિક લ્હાવો લેતી અવની તળમાં વાસ કરતી સર્વ રમણીઓ કરતાં મ્હારાં દીવ્ય શરીર, રૂપ અને લાવણ્યથી તિલોત્તમા જેવી શોભું તો કેવું સુંદર ? એવી એવી ઉર્મિયો મ્હારા અંતરમાં ઉઠેછે." વળી બીજી બોલી:— "ઓ મધુસૂદન ! મને તો આ કશું ગમતું નથી. હમણાં ચોતરફ છવાઈ રહેલી એકાગ્રતા કરનારી શાંતિજ મને તો પ્રિય લાગે છે. આ શાંતિજ ચિર સ્થાથી રહે એજ મ્હારી ઉત્કંઠા છે."

એવી રીતે એક પછી એકનો વારો આવતો ગયો; કોઈએ ધન, તો કોઈએ જ્ઞાન, કોઇએ સુંદરતાં, તો કોઈએ માન, કોઈએ અલંકાર તો કોઈએ પ્રભુ ભક્તિ, અને કોઇએ અખંડ શાંતિ, સુખ, તો કોઈએ પરમાર્થ પોતાને ગમે છે, એવું દર્શાવ્યું. એવી રીતે સૌ સૌ

પોતપોતાંના વિચાર પ્રદર્શિત કરતા ગયા. એટલામાં **સાવિત્રી** ગોપીનો વારો આવતાં, તેણે પોતાનો અભિપ્રાય જણાવ્યો:—"**માધવ**, તમે માયાને જીતી છે, તોપણ મ્હારી તો લાલસા એજ છે કે આ કામણગારા, હે ચિત્ત ચોર તમે મહારાજ થઇ રહો." કિન્નરના કઠ જેવા કંઠવાળી રૂપવંતી **રાધા**નો વારો આવતાં તે મધુર સ્વરે બોલી:—"હું ઈચ્છું છું કે આપણા સુંદર શરીરનો ત્યાગ કરી, જે **પ્રેમ**, આપણને દઢ ગાંઠથી બાંધે છે, તેજ **પ્રેમરૂપ** આપણે થઇ રહીએ. એ સમાન એકે સુખ નથી; એવો મ્હારો નિશ્ચય છે. માટે મને તો એજ અર્પો. પ્રેમ, પ્રેમ ને પ્રેમજ ને મને એથી બીજું કાંઈ પણ વધારે વહાલું કે સુખમય લાગતું નથી."

છેલ્લે **જાનકી** ગોપીનો વારો આવતાં તેણે કહયું કે:—"પ્રભુ! આ થોડા સમયમાં આપે કેવો નૂતન નાટય પ્રયોગ ભજવી બતાવ્યો! મ્હારી સર્વ ભગિનીઓએ સત્ય કહી બતાવ્યું. પણ જે એકને ગમ્યું તે બીજીને ન ગમ્યું; કેમકે જે વસ્તુનો તેમને લોભ હતો, તેમાં પોતામાં કોઈ પણ સ્વાભાવિક ગુણ સમાયલો નથી. તેમની સર્વેની વાંછનામાં માત્ર જે એકજ વસ્તુ સમાન રહેલ છે; તે વસ્તુ **સુખ** છે; અને તે

પણ એવી તરેહનું સુખ કે જે પ્રાપ્ત થયેથી મન વધારે શોધવા અથવા સમજવાને ઇચ્છતું નથી! અને આખું જગત્ શું શોધે છે તે આ પરથી જણાય છે. આખું જગત્ જેને માટે ફાંફા મારી રહ્યું છે તે આવા સ્થાયિપણાના ગુણવાળી સ્થિતિ, આવા પ્રકારની જ્ઞાન પૂર્ણતા, અને આવા પ્રકારની સુખમય વૃત્તિ છે. પરંતુ જ્યાં એ ત્રણેમાંનું એકે નથી, તેવા પદાર્થોમાં તેને શોધવાને મનુષ્ય ફાંફા મારે, તો તે તેને કયાંથી પ્રાપ્ત થાય? વળી તેમની ઇચ્છિત વસ્તુઓ એટલી બધી છે કે તે વર્ણવતાંજ ઘણો વિસ્તાર થાય, અને તે પદાર્થોની અગણિત સંખ્યા, પોતાની મેલે દેખાડી આપે છે કે, ઉપર જણાવેલ ત્રણ પ્રકારની વૃત્તિમય સ્થિતિની, જે તેમાં શોધ કરવામાં આવે છે; તે સુખ આપવા, તે સર્વ પદાર્થો તો શું, પણ સર્વ બાહ્ય-સત્તાઓ ભેગી થાય તો તેઓ પણ, તે આપવાને અશક્ત છે. અર્થાત્ તે વસ્તુઓમાં આ સ્થિતિ શોધવા અથવા મેળવવામાં ગમે તેટલો પ્રયત્ન કરીયે તો પણ તે નિષ્ફલજ જવાનો; કેમકે બાહુલ્ય વાસનાના પ્રબલ બાહુ પાસે મનુષ્ય અશકત—અલ્પ છે. ઉપર કહેલ ત્રણ પ્રકારની વૃત્તિમય સ્થિતિની સત્તા પણ ત્યાં અટકીને તૂટી પડેછે. આટલું મેં જાણ્યું

તેથીજ હું શાંત બેઠી. અને વળી જેની તેઓ શોધમાં છે,' તે શાશ્વતતા, સુખ, અને જ્ઞાનની ત્રિપુટી, મ્હારા પોતામાંજ સમાયલી છે. હું જે ઈચ્છુંછું તે કાંઈજ નહિ પણ આત્મજ્ઞાન છે."—જેવા આ શબ્દો **જા**નકીના મુખમાંથી બ્હાર પડયા તેવુંજ વાછરડું ઉઠયું; અને આસપાસ ગુંચળુંવાળી ઉભેલ સુંદર ટોળામાં યથેચ્છ ઉલ્લાસથી નાચવા-કુદવા મંડી ગયું.

આ કથામાં **જા**નકીના શબ્દો જ્ઞાનથી ભરપૂર છે. અને તેમાં સમાયલું રહસ્ય ગંભીર છે; એનું વિશેષ તારતમ્ય જાણવાને જરા વધારે ઊંડાણમાં ઉતરવું જોઈએઃ—ગોપી **લ**ક્ષ્મી જવ્હાહિર જાચે છે, ને ધારે છે કે એમાંજ સુખ છે. ખરૂં જોતાં ઝવેરાતની તૃષ્ણા ઝવેરાત માટે નથી, પરંતુ તેથી પ્રાપ્ત થતા સુખ માટે છે. ગોપી **સ**રસ્વતી મનમાં ગોપી **લ**ક્ષ્મીએ દર્શાવેલી જવ્હાહિરાતની ઈચ્છા ઉપર વિચાર કરતા, એવા અનુમાનપર આવે છે કે જવાહિર સુખી કરે છે એ ખરૂં, પણ તે માત્ર થોડા વખત સુધીજ; દીર્ઘ કાળ પર્યંત અચળ સુખ આપનાર તો **વિદ્યાજ** છે. કેમકે विद्या धनं सर्व धन प्रधानं ॥ વળી પ્રાપ્ત થયેલી વિદ્યાથી વિમુખ કરવાને

કોઈ પણ સમર્થ નથી. માટે વિદ્યાજ માગું કે જે સત્ય સુખદાયિની છે. જો લક્ષ્મીએ જવ્હાહિરથી મલતું સુખ કેવું હોય છે, તે બરાબર જાણ્યું હોત, તો ખરેજ તે બીજું કાંઇ માંગતે.

લક્ષ્મીએ જવ્હાહિર માંગ્યાં, સરસ્વતીએ વિદ્યા માંગી, બીજી ગોપીઓમાંથી કોઇએ પ્રેમ, તો કોઈએ યશ, કોઈએ ભક્તિ, તો કોઈએ શાસ્ત્રજ્ઞાન, એમ દરેકે પૃથક્ પૃથક્ પોતાની સુખની કલ્પના અનુસાર માંગ્યું. જો દરેકે માંગેલા પદાર્થથી સત્ય સુખ મલતું હોત, તો તે પદાર્થ સર્વેને સુખ કરતા થવો જોઇએ, પરંતુ આપણે ઉપર જોયું તો તેમ નથી. જે પદાર્થ એકને સુખ કર્તા તે બીજાને નહિ, ને બીજાને તે ત્રીજાને નહિ, એમ પરંપરા જગતમાં જોવામાં આવે છે. આ પરથી સ્પષ્ટ જણાય છે કે જો માત્ર જર જવ્હેરાતમાં અથવા વિદ્યામાં અથવા ઉપર દર્શાવેલી ગોપીઓએ વાંછેલા બીજા કોઈ પણ પદાર્થમાં સુખની સીમા આવી જતી હોત તો મન ત્યાંજ થોભત, અને તેથી મળતા સુખથી સંતુષ્ટ થઈ, વધારે અભિલાષા રાખત નહિ. બીજા શબ્દોમાં કહીએ તો જવ્હેરાત વિગેરેનું જ્ઞાન પૂરતું નથી; કેમકે તેથી પૂર્ણ સુખ

પ્રાપ્ત થતું નથી. જ્યાં સંપૂર્ણ **સુખ** રહેલું છે, ત્યાં, **મન** વધારે જાણવા-શોધવા ઉત્સુક થતું નથી. કેમકે જ્યાં તૃષ્ણા-ત્યાંજ આવશ્યકતા, ન્યૂનતા છે. પરમ્ **સુખ** તો જ્ઞાનની પૂર્ણતા સાથે અભિન્ન એક રૂપ રહેલ છે; અને **સુખ** જ્યાં સુધી (સ્થિર-યથેચ્છ) સર્વજ્ઞ અને શાશ્વત નથી; ત્યાં સુધી એવું સુખ સંપૂર્ણ નથી. માટે સદાકાલ શાશ્વતતા, જ્ઞાનની પૂર્ણતા, અખંડ આનંદના બનેલા અક્ષત સર્વોત્કૃષ્ટ **સુખનેજ**, **મન** નિરંતર શોધ્યા કરેછે-અર્થાત્ ઉપર કહેલું અવિભાજ્યત્વ (જેના ભાગ ન થઈ શકે તેવું) ત્રિ-સ્વરૂપ માટેજ તે (મન) સદા શોધમાં લાગેલુંજ છે.

જીવન કાંઈજ નથી પણ અનેક અનુભવોની સંકળના છે; અને અંતર હેતુની પ્રેરણામાં એ ત્રયને શોધ્યા કરે છે. તે મેળવવાને આપણે એક પછી એક નવીન વસ્તુ તપાસવામાં મંડયા રહીયે છીયે, વિત્ત, વિદ્યા, સૌન્દર્ય, યશ, ઇત્યાદિ પ્રાપ્ત કરવા પ્રયત્નો કર્યા કરીયે છીયે, અને વર્ષોના વર્ષો સુધી અનુભવ મેળવ્યા પછી, અંતે જે **જાનકીએ** કહ્યું તે જાણવા શક્તિમાન થઈએ છીયે, કે બાહ્યસત્તા આપણે જે સુખમય સ્થિતિ શોધીયે છીયે તે કદી

પણ આપી શકતી નથી.

પરિણામે **મન** નિરૂપયોગી શોધ ત્યજી દઈ બાહ્ય સંસારમાં તેને શોધવાનું-અનુભવ મેળવવાનું પોતે માની લીધેલું માત્ર એકજ કર્તવ્ય કરતું થંભે છે. પરંતુ આ કર્તવ્ય કરતાં થંભવું, એ કાંઈ જીવનનો નાશ સમજવો નહિ. જીવન્માં મનની પાછળ આત્મબોધનું મુખ્ય મૂળ સ્થાન રહેલું છે. મન જ્યારે શાંત હોય ત્યારે નિંદ્રાવશ સ્થિતિમાં સ્વપ્નામાં હમેશ તે દેખાય છે. આત્મબુદ્ધિ સર્વકાળ વિદ્યમાન અને સ્થાયિ છે. શું પોતાથી બહારની વસ્તુ તે કદી જાણવા માગેછે, કે શું તે કદી પણ કાંઈ ઈચ્છે છે? નહિજ. કારણકે તે જે **મન**થી બાહ્યસંસાર સાથે સંબંધ ધરાવે છે, તે મનેજ પોતાનું કાર્ય અકાર્ય જાણી ત્યજી દીધું છે. પોતાને ઈષ્ટ પદાર્થો માટે બાહ્ય ચીજોમાં શોધ કરવા જેવું નથી, એવું જોઈ જ્યારે મન શાંત થાય છે, ત્યારે એની પાછલ રહેલ આત્મબુદ્ધિ બહારનું જાણવા તથા માંગવા લેશ પણ ઈચ્છા નહિ કરતાં, પોતે પોતામાંજ રહે છે; અને તેનો સર્વ દાનિ સ્થિર છે. તેજ **સદાકાળ અખંડસુખ, સર્વજ્ઞાન, અવિરલઆનંદ પરમગતિ-પરમ પદ છે.**

આ ત્રિગુણમિશ્ર જે વિશાળ ચોક તેજ "**આત્મ**".

આપણે જોયું તેમ **મન** બાહ્ય વસ્તુઓમાં ખરેજ ખોટી જગ્યાએ આ અભેદ્ય યોગાન "**આત્મ**" ને શોધે છે. ઉપનિષદ કહેછે:—

"સાવધાન ! સ્વામિ પ્રિય લાગેછે, ખરેખર તે સ્વામિ માટે નહી પણ "**આત્મ**" (સ્વાર્થ) ને લીધે પ્રિય છે. પત્નિ જે વહાલી છે તે પત્નિ માટે નહિ પણ "**આત્મ**" (સ્વાર્થ) ને લીધે વહાલી છે માટે સાવધાન રહો !" आत्मनः कामाय सर्वं प्रियं भवति ॥ આ "**આત્મ**" તે, હું પોતે તેમજ તું પોતે નથી; કેમકે "મ્હારૂં" ને "ત્હારૂં" એ સંકલ્પો મનને લગતા છે. આપણે જોયું તેમ "**આત્મ**" ની પ્રાપ્તિ થાય તે પેહલાંજ તે અલોપ થઈ જાય છે. "**આત્મ**" ના લક્ષ્યમાં હું-તું વચેનો ભેદજ નથી. "**આત્મ**" કયાં છે, તેને કેવી રીતે પહોંચવું, એ દેખાડવાનો વેદાંતનો મુખ્ય આશય છે. આપણે "**આત્મ**" ને ખરેખર સર્વ કૃત્યોમાં શોધીયે છીયે. તે પ્રયત્નને સત્યરૂપ આપી ખરે માર્ગે દોરવામાં વેદાંત મુખ્ય મદદગાર છે. એ માર્ગનું મુખ્ય સાધન વેદાંત છે.

વેદનો અંત, વેદથી પણ વધારે આગળ 'આત્મા પરમાત્મા સંબંધી મનન કરવા યોગ્ય મહાન્ જ્ઞાન તે વેદાંત દર્શન.



## કથા ૨ જી.

## "પરમ સુખ"



दूरी करोति कुमतिं विमलीकरोति
चेतश्चिरंतनमघं चुलकीकरोति ।
भूतेषु किंच करुणां बहुलीकरोति
सङ्गः सतां किमुत मङ्गलमातनोति ॥

સત્પુરૂષોનો સમાગમ કુમતિને દૂર કરે છે. ચિત્તને નિર્મલ કરે છે. ઘણા કાલથી રહેલા પાપને બાલી ભસ્મ કરે છે. અને યાવત્ પ્રાણિઓ ઉપર દયાનો વધારો કરે છે. જેનું વર્ણન ન કરી શકીએ તેવા મંગલનો ફેલાવો કરે છે.!!



પ્હેલી કથામાં જણાવેલો પવિત્ર યમુનાના સુંદર તટ ઉપર બનેલો વત્સ સજીવનનો પ્રસંગ માત્ર વત્સના સજીવન થયાથીજ પૂર્ણ થતો નથી. જાનકીના શબ્દો મનન કરવા યોગ્ય હતા ને તેઓએ નવી ચર્ચા ઉભી કરી, અને સામાન્ય વાર્તાલાપને નવીન રૂપ આપ્યું.

વાછરડું સજીવન થયું, પછી તુરતજ **મૈત્રેયી** ગોપી બોલી; "કેશવ! જાનકીનાં વચનોએ મ્હારી મનમાં સંદેહ ઉત્પન્ન કર્યો છે. જાનકીએ જણાવ્યું કે,-'જેની સર્વે મનુષ્યો એક સરખી રીતે શોધમાં છે, તે વસ્તુ સુખ છે. ઓ કમલ નયન! જે સંસારમાં દુઃખ અને વિપત્તિ આપણી આગળ ને પાછળ, જ્યાં જુઓ ત્યાં ચોમેર ત્રણે કાળ ડોકિયાં ધુરકીયાં કરી રહયાં છે, તેવા કંટકમય સંસારમાં રહીને આવી શોધ કરવાનો હેતુ શું અધમ અને અયોગ્ય નથી? પણ તેને બદલે જો આપણે પરમાર્થ અને પવિત્ર પ્રેમને આપણા મનોરથના બિંદુને સ્થળે માનીએ તો તે ખોટું છે? આ મ્હારો સંદેહ દૂર કરી મને સત્ય ઉપદેશ કરવા, હે કૃષ્ણ? ત્હારા વિના અન્યને હું જોઈ શકતી નથી."

શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો:–"મૈત્રેયિ! પ્રિય તમે એક વેળાએ રડતું રડતું એક બાળક તેને શું જોઇતું હતું તે કહી શકયું નહીં, તેમજ બરોબર સમજી પણ ન શકયું. પરંતુ તેને કાંઇક જોઇતું હતું, માટે તે રડતું હતું. તેને રમવા એક ઢીંગલી આપવામાં આવી. તેણે તે ફેરવી ફેરવીને થોડીવાર જોઇ તુરતજ ફેંકી દીધી. પછી તેને એક ફળ આપવામાં

આવ્યું, 'જેમાંથી થોડું ખાઇ બાકીનું ક્રોધથી નાંખી દઇ પાછું ખુબ રડવા માંડયું. ત્યાર કેડે એકથી એક જુદી જુદી જાતનાં ચિત્રો, ચોપડીઓ રમકડાં વગેરે વસ્તુઓ તેને આપી, પણ તે શાંત થયું નહિ. જ્યારે તેને ઇચ્છિત વસ્તુ મળી ત્યારેજ તે રડતું રહ્યું. તમે પણ આ બાળકની પેઠે તમને શું જોઇએ છીએ, અથવા શું ગમે છે, તે બરોબર જાણતા નથી; અને એક પછી એક નવીન વસ્તુ શોધો છો, તપાસો છો, અને તેનો અનુભવ પ્રાપ્ત થયેથી તેનો અનાદર કરો છો; પરંતુ તમારૂં મન પૂર્ણ શાશ્વત જ્ઞાન મય સુખની શોધમાં આવા પદાર્થોમાં અજ્ઞાનપણે ફાંફાં મારી રહ્યું છે, તે જ્યાં સુધી તેના ખરા સ્વરૂપમાં તેને પ્રાપ્ત થતું નથી ત્યાંસુધી શાંત પડતું નથી, તેને જેમ ઉપર ફેંકેલો પત્થર નીચે પડયા વિના સ્થિર રહેશે નહિ તેમ મહાન્ આત્મરૂપી અખંડ અને અચળ સુખ—તેને શોધ્યા વિના મનને જંપ વળતો નથી. સર્વે પદાર્થો થોડો સમય રંજન કરશે પણ પાછલથી તેમાં પ્રીતિ-ભક્તિ રહેશે નહિ, ને તેમ થયેથી તેને ફેંકી દઈશું. કહો આ થોડાજ વર્ષમાં કેટલા બધા પદાર્થો જોઈ જોઇ તે પ્રત્યે તમે અભાવ કર્યો છે? તમને યાદ છે કે

એક વેળા આજ કિનારાપર તમે મને આ અરણ્ય-માંના જંગલી પુષ્પોના જેવા જવ્હેરાત બનાવી તેમાં સુવાસ મુકવા ઈચ્છા બતાવી હતી ! તેમ બન્યું, ને તે પછી થોડાજ મહિનામાં તમે તેથી કંટાળી ગયાં, તેજ પ્રમાણે હમણાં તમે પરમાર્થ, પ્રેમ, અને સૃષ્ટિના સર્વ જીવોને સુખ આપવાની ઇચ્છા કરો છો, એ તમારી આગળની વાંચ્છનાઓ કરતાં વધારે ઉત્તમ અને નિઃસ્વાર્થ વાંચ્છના છે. પણ તમારી આગલી અને હાલની બેઉ વાંચ્છનાઓથી આત્માના સુખની ઇચ્છા છે. કારણ કે ઈચ્છા એટલે ન્યુનતા અને સુખની અપૂર્ણતા, અને જ્યાં સુધી પરમાર્થ પ્રેમ અને સૃષ્ટિના સર્વ જીવોને સુખ આપવાની તમારી ઇચ્છા સફલ ન થાય ત્યાં સુધી તમારી એ વાંચ્છના પૂર્ણ થાય નહીં અને તેમ ન થાય ત્યાં સુધી તમને દુઃખ રહેશેજ. પણ તે પ્રાપ્ત થઇ કે સુખી થશો. બાળકની પેઠે તમે શું શોધો છો તે હજી તમે સમજી શકયા નથી. જે ચોર ચોરી કરે છે, જે ખુની ખુન કરે છે, જે યોદ્ધો પૂર્ણ પરાક્રમથી રણમાં પ્રાણાર્પણ કરે છે, જે સ્વદેશાભિમાની પોતાના દેશને, પોતાના સર્વ કાર્યો કરતાં, પોતાના કુટુંબ કરતાં પણ શ્રેષ્ઠ ગણે છે, જે પ્રેમમગ્ન

પુરુષ જે પ્રેમગીત રચવામાંજ મચેલો છે, તે સર્વ જોકે જુદા જુદા કાર્યોમાં ગુંથાયેલા છે, તથાપિ તેમનું સર્વનું મૂળ દૃષ્ટિબિંદુ જોઇશું તો તે સરખી રીતે માત્ર સુખની શોધની પાછળ લાગવામાંજ જણાશે. સર્વેનું લક્ષ્ય, મૂળ હેતુ એકજ છે. માત્ર સાધનોમાં ભિન્નતા છે. કોઇ ઉત્તમ સાધનોનો તો કોઇ મધ્યમ સાધનોનો, તો વળી કોઇ કનિષ્ટ સાધનોનો ઉપયોગ કરે છે, પરંતુ સર્વે એકજ સ્થિતિ તરફ જવાને મથે છે. આમ છે છતાં પણ ખાત્રીજ રાખજો કે તમે જે સ્થિતિની શોધમાં છો તે સ્થિતિ તે **બ્રહ્મ**—પદાર્થ, બાહ્ય વસ્તુઓમાંથી કદી પણ મળી શકવાની નથી, તેમજ તે કોઇ પણ એક સમયે એકદમ પ્રાપ્ત થનાર નથી. જ્યારે બાહ્ય પદાર્થોનો લોભ મૂકી મન તેનો ત્યાગ કરી શાંત થાય છે, ત્યારેજ શાશ્વત અવર્ણનીય સુખ પામી શકાયછે."

**મૈત્રેયી** ગોપી આ ઉત્તર સાંભળી શાંત થઈ પણ **ગાર્ગી** ગોપી બોલી:—"કાન્ત! જેને આપ આત્મ રૂપથી વર્ણવોછો તે સુખનો શોધ કર્યા કરવો એ શું સ્વાર્થ પરાયણતા નહિ?"

કેશવ:—"નહિ, **ગાર્ગી**, નહિજ. સુખ સુખમાં પણ ફેર છે. જે સુખ વિષે હું કહુંછું તે અખંડ પૂર્ણ

જ્ઞાનમય, અને શાશ્વત સુખ છે. તે અમર છે, અચળ છે. શું તમે એમ ધારોછો કે એ મહાન અને સત્ય સુખમાં પણ અહં-મય, મ્હારૂં ત્હારૂં રહેલું છે? મહામ્, સીમાવિનાનું, અવર્ણનીય અને અનુપમ જે આત્મ રૂપ સુખ છે, તે આ તમારા ક્ષુદ્ર પામર શરીરમાં છે એમ કહેવું કે માનવું તે મહાસાગરને તેના અથાગ વિસ્તારમય પાણીની રાશીનું એક ન્હાનું ટીપું ગળી જાય અથવા તો સૃષ્ટિ અખિલ બ્રહ્માંડ એક પરમાણુમાં શમી જાય એમ કહેવું કે માનવું જેવું મૂર્ખતાવાળું છે તેવુંજ તે છે. પણ મ્હારૂં ને ત્હારૂં એનો મોહ એકાએક નિવારી શકાય તેમ નથી, ત્હારૂં અને મ્હારૂં એ ભેદ, ક્ષુદ્રતા, અધમતા, અને વિકારી ભાવોના પદાર્થોનું ચિન્હ છે, કેમકે જે ત્હારૂં છે તે મ્હારૂં નથી, અને મ્હારૂં છે તે ત્હારૂં નથી, તું ત્હારા શરીરને અને મનને ત્હારૂં પોતાનું કહેછે, ને માને છે પરંતુ ત્હારા શરીરનું તે અસ્તિત્વ એ પોતેજ બાહ્ય વસ્તુ છે. તેને લગતી સર્વ ઇચ્છા અને કામનાઓ આત્મરૂપ સુખ પ્રગટ થયા પહેલાં નિવૃત્ત થવી જોઈએ.—જ્યાં સુધી તું પોતાને બીજાઓથી અલગ સમજે છે ત્યાં સુધી તું સૂક્ષ્મ છે, અને આ આત્મરૂપ સુખ મેળવવા શક્તિ-

માન્ થતો નથી. તું ત્હારા સૂક્ષ્મસ્વને હું–પદને ત્યજીદે, અને આ મહાન્ બ્રહ્મ સ્વરૂપ સ્વય પ્રગટ થશે. એ મહાન્ સત્ય તત્વનો સ્વાર્થ પરાયણુતા સૌથી મ્હોટો શત્રુ છે. તે કોઈના વિચારની હદ મર્યાદા બાંધી તેને ટુંકા કરે છે, તો બીજાને ન્હાનાં જંતુ જેવો સૂક્ષ્મ બનાવી દેછે, એવી સ્થિતિને પ્રાપ્ત થતો, આધીન થતો પામર પ્રાણી આ મહાન્ અનંત બ્રહ્મનું સ્વરૂપ કયાંથી સમજી શકે? તમારા અહંમમત્વથી ભરેલા વિચારો એજ તમારૂં પાતાળ છે, ને તેથી જેમ જેમ તમે ઉંચે ચઢશો તેમ તેમ તમે અખંડ આત્મ રૂપી સ્વર્ગની પાસે પહોંચશો. ધર્મ અને પ્રેમ, એ પાતાળના અંધકારમાંથી તમને ધીમે ધીમે બહાર લાવશે. માટે સ્વપંરના પ્રેમ કરતાં બીજાઓ ઉપર અત્યંત પ્રેમ રાખતાં શીખો. તમારા સૂક્ષ્મ સ્વ–અહંભાવને પ્રેમરૂપી અગાધ સમુદ્રમાં ડુબાડો, લીન કરી નાખો અને ઉદાર, જગત્‌ને કુટુંબ માનનારી વૃત્તિ સતત રાખીએ કારણુ કે મેં શાસ્ત્રમાં એમ સાંભળ્યું છે.

अयं निजः परो वेति गणना लघुचेतसाम्।
उदार चरितानां तु वसुधैव कुटुम्बकम्॥

"આ પોતાનો છે. આ પારકો છે. એવી ગણના કરવી એ હુલકા વીચારના માણસોનું કામ છે. જેઓના મહાનુભાવ વિચારો છે. તેઓને આ વસુધા (પૃથ્વી) આખી કુટુંબરૂપજ છે."

એથી અહંભાવને શૂન્ય કરી નાખો. આ જેવામાં આવતું જગત્ સર્વ મિથ્યા છે એવું સમજો અને એ શુદ્ધ વૃત્તિથી જયારે આ સૂક્ષ્મ સ્વ–અહંભાવ ભુંસાઈ જાય છે, અર્થાત તેનો લય થાય છે, ત્યારેજ આ મહાન્ બ્રહ્મ સ્વરુપ પ્રગટ થાય છે. સ્વાર્થ વૃત્તિના ઘા રુઝાવવાને પરમાર્થ વિશુધ્ધ બુદ્ધિ એ ઉત્તમ ઔષધી છે, તે વિના ઘા રુઝાશે નહિ. નિઃસ્વાર્થ પ્રેમ, હૃદયને નિર્મળ કરે છે, વિચારોમાં નિશ્ચય લાવે છે, તેમને ઉચ્ચ બનાવે છે, ને સ્વભાવને સુધારે છે, ને શુધ્ધ કરે છે. તે પશુ ને મનુષ્ય અને મનુષ્યને ઇશ્વરની પંક્તિમાં લેખેછે!! પ્રેમની સત્તા–શક્તિ ન્યારીજ છે. સર્વજ્ઞ પરમાત્માને પ્રેમથી અધિક કશુ પ્રિયકર નથી.–પ્રેમ કરતાં તેને બીજું કાંઈ જોઇતું નથી, જગત્ પણ શું શોધે છે! પ્રેમ, પ્રેમ અને પ્રેમ! હું–પદ ગયું એટલે નિર્મલ, ઉદાર પ્રેમજ રહેવાનો. પ્રેમ અને સુખ એ બેઉ એકજ અભિન્ન–એકરસ છે.

એટલામાં ગોપી સાવિત્રી બોલી ઉઠીઃ—

"માધવ, માધવ! મને કાંઇ નવુંજ સુઝી આવ્યું છે, ને તે બહુ વિલક્ષણ છે."

માધવઃ—"શું કાંઈ નવીન અનુભવ થયો છે? તેમ હોય તો બોલો, તે શું છે."

સાવિત્રીઃ—"મને એમ જણાય છે કે સુખ માત્ર પ્રેમમાંજ નથી પણ તે સાથે તેને માટે સંપૂર્ણ જ્ઞાન જોઇએ કેમકે જ્યાં કાંઇક પણ જાણવાનું બાકી છે ત્યાં મન બરોબર શાંતિને પ્રાપ્ત ન થતાં ચંચળ બને છે અને તેથી સુખમાં અપૂર્ણતા રહે છે."

વાસુદેવે કહ્યું, "રમણિ, તું કહે છે તે સત્ય છે. અહાહા! કેવી સરસ શોધ! ત્હારા વિના આવું રહસ્ય કોણ જાણી શકે?"

લાવણ્ય મયિ રાધિકાએ પુછયું;—"શું સુખ ને આનંદ એ એકજ નથી?"

કૃષ્ણ;—અગ્નિ ને જળ, તેજ અને અંધકાર જેવા, સુખ અને આનંદ છે. એકમાં પૂર્ણ જ્ઞાન છે ત્યારે બીજું કેવળ અજ્ઞાન મય છે. એક સમય એક ભિક્ષુકે આખો દિવસ ભિક્ષા માગી પણ તેને પેટ પુરતું મળ્યું નહિ. અંતે દુઃખી અને નિરાશ થઈ ઘેર

જતો હતો, તેવામાં રસ્તેથી અણુ ચિંતવેલી રૂપા-જેવી ચળકતી ચીજ તેને જડી. અત્યંત હર્ષ સહિત તેણે તે ઉપાડી; પણ અત્યંત નિરાશા વચ્ચે રૂપાને બદલે તેનો છીપ નીકળી. આ જોતાં અપાર દિલગીર થયો, પણ ભાગ્યને નિંદતો વધારે શોકાધિન થઈ ખાલી હાથે ઘેર ગયો. સંસારમાં મનુષ્યના મનોરથો પણ એ-વાજ હોય છે. તેને સુખ જોઇએ છીએ અમુક વસ્તુથી નકી સુખ થશે, એમ ધારી તેની લાલસામાં તે પછવાડે તણાય છે. ઇચ્છિત પદાર્થ મળતાં તેને આનંદ થાય છે. પણ તે થોડાજ સમય માટે. ફરી તૃષ્ણા જાગૃત થાય છે કે તેથી દુઃખ ઉપજે છે. આમ સુખ નથી મળતું ત્યારે પાછો સંતાપ કરવા માંડે છે. પછી બીજી વસ્તુની શોધમાં પડે છે, તેમાં પણ એજ ક્રમાનુસાર નિરાશા મલતાં, ત્રીજી તરફ દોડે છે. તેમાં નિષ્ફળ નીવડી, ચોથી પછી પાંચમી એમ એક પછી એક અજમાવ્યા જાય છે. જેમ જેમ વધારે આમ કરે છે, તેમ તેમ તૃષ્ણા વધવા માંડે છે. માટે આનંદ એ સુ-ખનું ખરૂં સ્વરૂપ નથી; પણ ઠગારો અને [illegible] છે. એક પદાર્થમાંથી સુખ મેળવવાનો મોહ રાખવો તે રૂપાને બદલે છીપ પ્રાપ્ત થવા જેવું નિરાશા ઉત્પન્ન કરનારૂં છે. કેમકે તે વસ્તુ તે (સુખ) આપી

શક્તિ નથી, આનંદ ઠગે છે, નાશવંત છે, ને તેનો એક અંશ, સર્વદા અસંતુષ્ટ ને તૃષ્ણાથી ચંચળ થયેલી મનની સ્થિતિ, અને તેનો બાકીનો અંશ દુઃખ છે. તેથી સુખને આનંદ સાથે કદી પણ ભેળવી નાખવું નહિ, આનંદ મનને સંતુષ્ટ કરી, પછી અસ્થિર બનાવી, દુઃખી કરતો અલોપ થઈ જાય છે. પણ સુખ હમેશનું છે; અને મનની પણ પેલે પારનું છે. કારણ કે એ ઉત્પન્ન થાય છે તે પહેલાંતો મન સ્થિર થઈ જાય છે. **આનંદ ઠગારો છે, સુખ ખરૂં છે.** જેમ છીપ એ રૂપું નથી, ઝાંજવા એ જળ નથી, તેમ આનંદ એ સુખ નહિ, પરંતુ સુખાભાસ કિંવા દુઃખજ છે. લાલચ માત્ર ઠગારી, ભમાવનારી અને એક બાજુથી જેમ અસંતોષ ઉત્પન્ન કરનારી છે, તેમ વળી બીજી બાજુએથી પરિતાપજ આપનારી છે.

માટે સુખ અને આનંદ એક સમજવાં નહિ. મિથ્યા આનંદ મનને ખુશી કરી, અસ્થિર બનાવી; દુઃખી કરતો અદૃશ્ય થઇ જાય છે. પરંતુ સત્ય **સુખ** તો મનની પણ પેલે પારનું, સદાનું અને અલૌકિક છે. કારણકે એ પેદા થયા પહેલાંજ મન શાંતિ પામે છે. **માટે આનંદ મિથ્યા-અસત્ય, અને પરમ સુખ સત્ય છે.** આનંદ અજ્ઞાન અને

મોહથી ઉત્પન્ન થાય છે. સુખ સંપૂર્ણ જ્ઞાન મય છે. આનંદ સ્વાર્થનિષ્ટ હોઈ, સ્વાર્થ પરાયણપણું શીખવે છે. **સુખ** સર્વ **પ્રેમ**રૂપ હોઈ, સ્વનો નાશ કરતા છે. આનંદ બાહ્ય વસ્તુમાંથી મળે છે; અને તેપર આધાર રાખતો હોઈ પરતંત્ર છે. પરંતુ પરમ **સુખ** બાહ્ય વસ્તુની, તેમજ, શરીરની અને મનની પણ પેલે પાર હોઈ સ્વતંત્ર છે. માટે પ્રિય **રાધિ**કા! આ બેઉ (આનંદ અને પરમ સુખ) વસ્તુને એક મેક સાથે ભેળવી દેવી નહિ."

મધુર કોમલકાંતિવાળી રસીક **રા**ધિકા હસ્તાં હસ્તાં બોલી:—"ઓ કમલ નયન! મધુ સુદન! કેવી સુંદર રમ્ય સંધ્યા આજે આપણે વિદ્યાનંદમાં વ્યતીત કરી? કેટલું બધું આજ અમે શીખ્યા? આ સૃષ્ટિમાં સર્વ કોઈ જાણે કે અજાણે સુખનેજ શોધે છે. પરંતુ તેઓમાંના ઘણાઓ બાહ્ય વસ્તુમાંજ તેની શોધ કરે છે, અને આનંદ, ચંચળતા, અસંતોષ અને દુઃખ એજ તેનું પરિણામ આવે છે. મન જે બાહ્ય સંસારમાં પોતાનો વ્યાપાર ચલાવે છે, તેને સુખ પ્રાપ્ત થવા માટે, પોતાનો વ્યાપાર બંધ કરવો જોઇએ—એ અવર્ણનીય વિરલ **સુ**ખ, એ બાહ્ય સંસારની, શરીરની, મનની, બુદ્ધિની, સર્વ 'ઉપલ-

બ્ધિ (ચેતના)ની, જે "મ્હારૂં, ત્હારૂં" જણાયલું છે, તે સર્વથી અલગ પેલેપારની અગમ્ય વસ્તુ છે. તેજ સ્થાયી, અજર અમર છે. તેજ સંપૂર્ણ જ્ઞાન, સર્વ પ્રેમ, સર્વ સત્ય, સર્વથી સ્વતંત્ર અને મહાન **આત્મ, આત્મા** નહિ, તેથી પણ અધિક **પરમાત્મ;** તેજ **તું**, મ્હારો પ્રિય, મધુર, અમૂલ્ય, અને ચિત્તનો ચોર ચતુર કૃષ્ણ છે.—"

આ સાંભળતાંજ કૃષ્ણ તરંગમાંને તરંગમાં બોલી ઉઠયો:—"હં, હં, હં, તમો બધા તત્વવેત્તા થઈ ગયલા લાગો છો. હું તમોને હવે મ્હારે આધિન રાખી શકું તેમ નથી. માટે મ્હારે હવે તમારી પાસે રહેવું નહિ જોઇએ. હું હવે જાઉછું." આ શબ્દો ઉચ્ચારતાંજ અધરપર મુરળી મૂકી ગાવા માંડયું:—

જાય છે, જાય છે, જાય છે રે
આ આનંદી ભરવાડ જાય છે.
× × × ×
આનંદી—ભરવાડ—જાય—છે. જાય.
× × × ×
બંસી ધુ...ન...બ...જ...રે...હી
બંસી ધુ...ન...બ...જ...રે..હી
શ્રી જમુનાકે તી.........ર! બંસી. (૧)
× × × ×

(૧) સરસ્વતી ચંદ્ર ભાગ ૪ (સુરદાસ.)

જાય છે, જાય છે, જાય છે રે
આ આનંદી ભરવાડ જાય છે.

× × × ×

આમ બોલતાં બોલતાં કૃષ્ણે નાસવા માંડયું. ગોપીઓ પણ કમળની આસપાસ મધુકરીઓનાં ગુંજારવ કરતા ભમતા ટોળાં માફક મોરલીની તાનમાં કૃષ્ણ સાથે ખેંચાતી તેની પૂઠે પૂઠે આનંદમાં ઘસડાવા લાગી. આનંદમાં મસ્ત થયેલું વત્સ પણ તેમની પાછળ નાચતું કુદતું જવા લાગ્યું, અંતે આ પરસ્પર લીન રંગીલું સુંદર ટોળું "આ આનંદી ભરવાડ જાય છે" એવો મધુર આલાપ કરતું કરતું વિણાના હૃદય ભેદક આલ્હાદક નાદ સાથે નૃત્ય કરતું કરતું લગભગ મધ્ય રાત્રીએ મધુવનમાંથી સૌમ્ય ચંદ્રિકા સાથે અદ્દશ્ય થયું.



## કથા ૩ જી.

## "મૈત્રેયી"

किं वानेन धनेन वाजिकरिभिः प्राप्तेन राज्येन किं
किं वा पुत्रकलत्रमित्रपशुभिर्देहेन गेहेन किम्।
ज्ञात्वैतत् क्षणभङ्गुरं सपदि रे त्याज्यं मनो दूरतः
स्वात्मार्थं गुरुवाक्यतो भज भज श्रीपार्वतीवल्लभम् ॥१॥

આ પ્રસિદ્ધ ધનવડે તેમજ ઘોડા અને હસ્તિઓવડે શું. કદાચિત્ રાજ્ય પ્રાપ્ત થયું તો પણ શું. પુત્ર સ્ત્રી મિત્ર ગાયો ભેંસો વગેરે પશુઓ પ્રાપ્ત થયાં તો પણ શું. સુંદર શરીર અથવા મહેલ મળે તો પણ શું. હે મન! આ બધું ક્ષણભંગુર છે. એમ જાણી દૂરથી તેને છોડી દે. અને પોતાના આત્મા સારૂં ગુરૂના વાકયથી વારંવાર શંકરને ભજ.॥



મહાત્મા **યાજ્ઞવલ્કય** સંસારનો ત્યાગ કરીને વનમાં જવા નીકળ્યા, ત્યારે પોતાની પ્રિયતમા સાધ્વી પત્ની **મૈત્રેયી**ને કહ્યું:—"પ્રિય તમે! મ્હારૂં સર્વ ધન અને પાર્થિવ પદાર્થો હું તને

સોંપી ( આપી ) જાઉંછું. તેમાંથી ત્હારો ભાંગ તું લેજે; અને કાત્યાયનીનો તેને આપજે."

પતિ પરાયણ સાધ્વી **મૈત્રેયીએ** તેના પ્રત્યુત્તરમાં પૂછ્યું કે:—"હે સ્વામિન્! તમારૂં ધન અને વૈભવ તમે મને આપી જાઓછો, તેથી મને પવિત્ર મોક્ષની સ્થિતિ, અમર શાશ્વત્ જીવન પ્રાપ્ત થશે?"

શાસ્ત્રોમાં કુશળ એવા **યાજ્ઞવલ્કયે** જવાબ આપ્યો:—"નહિ, હે વિનયશીળ પ્રિયે! નહિ. એથી અમર શાશ્વત્ જીવનની સ્થિતિ પ્રાપ્ત નહિ થાય. પણ ધનવાન્, સમૃદ્ધિવાન્ પુરૂષો જે સ્થિતિ ભોગવે છે. તે સ્થિતિ તને એ ધનથી મળી શકશે."

**મૈત્રેયી** બોલી:—"સ્વામિન્! જે પદાર્થો નાશવંત છે, જેથી નિત્ય જીવન નથી મળતું, તેવા પદાર્થો મ્હારે નકામાં છે. હે પતિ! તમારી પત્નિને એવું ધન આપો કે જે વડે મોક્ષનું સત્ય સ્વરૂપ મળી શકે."

યાજ્ઞવલ્કય:—"પ્રિયે! તું મને હંમેશ વ્હાલી તો હતીજ, પણ આજે મને ત્હારાપર વિશેષ વ્હાલ

આવે છે. અને જે ધન વડે મોક્ષ મળે છે, તે ધન, હું તને આપીશ.

તું જાણ કે પુરૂષ અને સ્ત્રીઓ પ્રત્યેનો 'શુદ્ધ પ્રેમ ભાવ, કે મનુષ્ય બંધુઓ પ્રત્યેની અથવા માત પીતા, છોકરાંઓ, ગાયો કે પશુઓ પ્રત્યેની અથવા કોઈ પણ પાર્થિવ પદાર્થ પ્રત્યેની પ્રીતિ—એ સર્વ માત્ર આપણા પોતાના આત્મા પ્રત્યેનીજ પ્રીતિ છે; માટે તું ત્હારા આત્માને ઓળખ, ત્હારા આત્માની પ્રીતિ રાખ! અને તેમ કર્યાથી તું સર્વ જાણીતી થશે, ને જગત્‌ના પર પ્રેમ રાખવાની ત્હારી ઇચ્છા સફળ થશે. એક નગારાને વગાડતાં તેમાંથી નાદ નીકળશે; તું તે પ્રચંડ નાદને પકડી શકશે? ઉત્સવના દિવસોમાં શંખની ધ્વનિ થાય છે, તે ઉન્મત્ત નાચતા ધ્વનિને તું ઝીલી શકશે? પ્રૌઢ સ્વર કરતી સમસુરીને તું વગાડ, અને તેમાંથી સર્વાંગે પરિપૂર્ણ એવા સુરને તું હસ્તગત કરી શકશે? (નહિજ.) પરંતુ એ નગારા, શંખ, અથવા સમસુરીને તું પકડી રાખ અને તેમાંથી ઉપર વર્ણવેલા ભિન્નભિન્ન પ્રકારના 'સ્વરો બંધ થશે. ત્હારાં મહાન્‌ અંતરાત્માપર પ્રેમ રાખ, એક સત્ત્વ-

માન આત્માનું જ્ઞાન મેળવ, અને તે પ્રેમ એ સર્વ વિશ્વનો પ્રેમ છે. તે જ્ઞાન એ અખિલ જ્ઞાન છે. અગ્નિમાંથી ગાઢ મેઘ ઉત્પન્ન થાય છે. અને તે અનેક રૂપાંતરો ધરતો ઉચ્ચ આકાશમાં વિચરે છે. તેજ પ્રમાણે હે મૈત્રેયિ! મહાન્ સત્યમાન આત્મામાંથી અનેક રૂપો થાય છે; જેથી કરીને આકાશ અને પૃથ્વી વસાયલાં છે. તે પરમ આત્મામાંથી આ બ્રહ્માંડ વિસ્તર્યું છે; અને વેદો, શાસ્ત્રો, ઇંદ્રિયો, પ્રાણુવાયુ, પૃથ્વિ--ગોળો, પર્વતો અને સમુદ્રો એ સર્વે તેના છે. આ નિર્મળ સ્ફાટિક મણિ તું જુવે છે, તેના જેવોજ તે પરમાત્મા નિર્વિકારી અને નિરાકાર છે. અને આ વિશ્વ તેમાંથી વિસ્તર્યું છે, તેમજ તેમાંજ લય પામશે."

સાધ્વી મૈત્રેયી બોલી:—"પ્રાણુ વલ્લભ, હે પ્રિય પ્રાણુનાથ! હું જો આ ગહન વિષય પૂર્ણ પણે સમજી શકું નહિ તો મને ક્ષમા કરશો. કારણ કે સ્ત્રીઓની બુદ્ધિ મંદ હોય છે, અને તમે જે તત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો છે તે ઘણુંજ અકળ છે."

મહાન્ તત્વવેત્તા યાજ્ઞવલ્કય બોલ્યા:—દેવિ! એમ નથી; આ મહાન્ અમર આત્મા ગૂઢ નથી,

પરંતુ મધ્યાહ્નના સૂર્ય નારાયણના પ્રકાશના જેવો સ્પષ્ટ દૃશ્યમાન છે. બાહ્ય વિશ્વથી અભિન્ન, આ સર્વ વસ્તુઓનો એક નિયામક, આ વિશ્વાત્મા સર્વત્ર વ્યાપી રહ્યો છે. સર્વનો (પોતામાં) સમાવેશ કરે છે. અદૃષ્ટ પરંતુ પૃથ્વી—ગોળામાં અને વિસ્તીર્ણ સમુદ્રોમાં સર્વદા દૃશ્યમાન વિદ્યમાન, વ્યક્ત હોઈને, તે સર્વદા વર્તમાન છે; તે સર્વ જાણે છે; તે બ્રહ્મ છે! તે ઈશ્વર છે!"



## કથા ૪ થી.

# સ્વર્ગમાંથી નર્ક.

अविनयमपनय विष्णो दमय मनः शमय विषयमृग तृष्णाम्
भूतदयां विस्तारय तारय संसारसागरतः ॥१॥

"હે વિષ્ણો? મ્હારામાં રહેલા અવિનયને દૂર કરો. મનને નિયમમાં રાખો. વિષયરૂપી મૃગતૃષ્ણાને શાંત કરો. પ્રાણિઓ ઉપર દયાને વિસ્તારો, અને સંસારરૂપી સમુદ્રથી તારો.



પુરાણ પ્રસિદ્ધ રાજા યયાતિને, તેણે આ સૃષ્ટિમાં કરેલાં સુકૃત્યો માટે સ્વર્ગ પ્રાપ્ત થયુ. આ દૈવીસ્થળમાં આ નૃપતિએ કલ્પ વૃક્ષ, કામધેનુ, ચિંતામણિ, પારસમણિ—અને અનેક આહ્લાદક અને અનુપમ વસ્તુઓ જોઇ. દેવાંગનાઓ, અપ્સરાઓ તેને માન આપવા લાગી; નારદાદિ મહાન્ દેવર્ષિઓ, તેને સ્વર્ગીય—ઉન્નતસ્થિતિ પ્રાપ્ત થવાથી, અભિવંદન આપવાને તેનું યશોગાન કરવા લાગ્યા. સંર્વત્ર તેની પ્રશંસા થવા લાગી. આ ગર્વથી

રાજાના મનમાં રજો ગુણ ઉત્પન્ન થયો, અને અભિમાને તેના મનમાં વાસ કર્યો. તરત તે કલ્પના કરવા લાગ્યો કે "આ સર્વ મ્હારીજ બુદ્ધિ બળથી મને પ્રાપ્ત થયું. મ્હારા જેવા પરાક્રમી અને પુરૂષાર્થીજનો બહુજ વિરલ હશે." આ મદથી ભરેલો કુતર્ક તેના મનમાં ઉત્પન્ન થયો કે તરત યયાતિ રાજા સ્વર્ગના ઉચ્ચ પદપરથી એકદમ નીચે પડયો; ને જોય છે તો પોતે અસંખ્ય કષ્ટો ભોગવતાં આત્માઓ વચ્ચે અનેક ઝીણા જંતુઓથી ભરેલા રૌરૌ નર્કમાં પડેલો. અહો! દુર્વિકારનું બળ કેવું હોય છે? કેવી વિચિત્રતા! વિષનું જરા જેટલું એક ટીપું અનેક હાંડામાં ભરેલા અમૃત જેવા મધુર દૂધને હળાહળ વિષ જેવુંજ ઘાતક બનાવી દે છે, તેમ આટલા સરખા અભિમાને યયાતિ જેવા મહાન્ ભૂપતિના સ્વર્ગીય સુખોનો ક્ષણવારમાં નાશ કરી સ્વર્ગમાંથી તેને અધમ નર્ક સ્થાનમાં ઉતારી પાડયો—ફેંકી દીધો.

"મારા સરખો ડાહ્યો નહીં, મારા સરખો પંડિત નહીં,
એમ ગુમાન ધરીને ફરે, તે અંતે પસ્તાવો કરે."

(ન. કા.)

અને યયાતિને પણ તેમજ થયું. અભિમાન એ માણુસનો મહા મ્હોટો શત્રુ છે. સુજ્ઞ મનુષ્યો કદીપણુ એ અરિને આધીન થતા નથી.



## કથા ૫ મી.

## નર્ક લોકથી સ્વર્ગપ્રાપ્તિ.

उदारचरितानांतु वसुधैव कुटुम्बकम ॥

(દોહરો)

સુખને ઇચ્છે સર્વ પણ,
દુઃખ ઇચ્છે નહિ કોય;
દુષ્ટ દુઃખ ઇચ્છે સદા,
નરવર વિદેહી સોય.




રાજા વિદેહીને તેનો મૃત્યુનો સમય આવ્યાથી યમ દૂતો સ્વર્ગે લઇ જતા હતા. વિમાનમાં વિરાજીત થએલા ભૂપાળે માર્ગમાં નર્ક લોક તરફ જોયું તો અઘોર, અંધકાર મય, અને કાળ જેવા વિકરાળ લાગતા નર્કમાં અનેક દુરાત્મા પામર જીવો ડુબકાં ખાતાં ત્રિવિધ તાપથી પીડાતાં સડતાં, દુઃખનું મૂર્તિમાન્ ચિત્ર બનેલા કર્મનું ફળ ભોગવતા હતા.

મહારાજ વિદેહીએ આ મહા આપત્તિ રૂપ કરૂણા જનક દેખાવ જોઈ ઘણુંજ દુઃખ થયું; તેનાથી આ સ્હેવાયું નહિ, અત્યંત દયા ભરેલે હૃદયે તેણે પોતાને લઈ જનારા યમકિંકરોને કહ્યું:—"એ યમસેવકો ! અહીં આ દુઃખી જીવોને દુઃખ વેઠતાં જોઈ હું ગ્લાનિ પામું છું. મ્હારાથી આ દેખાતું નથી. મને અતિશય સંતાપ થાય છે. માટે હું સ્વર્ગે જવા કરતાં અહીંજ રહી, એ દુઃખીઓનાં દુઃખ મટાડવા તથા મ્હારાથી તેમની બને તેટલી આશ્વાસના કરવા ઈચ્છું છું. મને મ્હારૂં આજ સ્વર્ગ છે. મ્હારૂં સુખ એમાંજ થશે. મને અહીં એકલો મૂકી, તમે તમારે જાઓ."

અત્યાગ્રહે નિરૂપાય થઈ, આશ્ચર્ય પામતા યમદુતો, આ પરદુઃખભંજન નૃપને વિમાનમાંથી નીચે ઉતારી ચાલતા થયા. યમરાજને સર્વ વૃત્તાંત કહ્યો. ધર્મરાજાને ખબર પડતાં તુરત જાતે રાજા વિદેહી પાસે આવ્યા અને માયાથી કહેવા લાગ્યા:—"રાજા ! ત્હારા પુણ્યનો પાર નથી તેથી હું પોતે તને સ્વર્ગમાં લઈ જવા આવ્યો છું. આ નર્કલોક ત્હારા જેવા પુણ્યાત્મા માટે નથી, માટે મ્હારી સાથે સ્વર્ગમાં ચાલ."

ઉદારમનવાળા જ્ઞાની વિદેહીએ ઉત્તર આપ્યોઃ—"મહારાજ! મ્હારા હજારો બંધુઓ અહીં અસહ્ય આપત્તિઓ ભોગવ્યા કરે, ત્યારે મ્હારે તેમનામાં રહી તેમની બનતી સાંત્વના કરવી બાજુ મુકી સ્વર્ગમાં જઇને સુખ ભોગવવું શું ઉચિત છે? શું, એથી મ્હારી સ્વાર્થપરાયણતા નહિ જણાય? એરીતે હું મ્હારૂં કર્ત્તવ્યકર્મ કરવામાં પાછળ પડેલો ગણાઉં. માટે તેમ ન કરતાં આ દુઃખી, અનાથ, અને હતભાગ્ય પ્રાણિઓ પાસેજ મને અહીં રહેવા દો; અથવા જો સ્વર્ગ—સુખ આપવા યોગ્ય મ્હારાં કર્મો લાગતાં હોય તો તે સુખ મ્હારાં દુઃખી ભ્રાતૃગણને આપો; અને મને અહીંજ તેમની જગ્યાએ રહી તેમની કરણીનાં ફળો ભોગવવા દો."

રાજા વિદેહિના મનની દ્રઢતા જોઇ ધર્મરાજ તરતજ અદૃશ્ય થઈ ગયા; અને નર્ક સ્વર્ગમાં બદલાઈ જઇ, તે અઘોર નર્કમાં પડેલા દુઃખી જીવાત્માઓ ક્ષણવારમાં દેવતાઈ સુખ ભોગવતા ઈંદ્ર તુલ્ય બની ગયા. !!! અને સર્વે સ્તવન કરવા લાગ્યા કેઃ—

"આહાહા! કેવો માહા પુરૂષ! કેવો ઉદારાત્મા. સુપુરૂષો હમેશ બધાનું ભલુંજ કરે: છે. કેવો પરમાર્થી નૃપતિ. ધર્મરાજા પાસે શું માગ્યુ? સર્વે દુઃખી જીવોને સુખ અને તેને બદલે પોતાને દુઃખ! આહાહા! યમ જેવાએ પણ તેની પરમાર્થ પરાયણ નિષ્કામ ઈચ્છાને આધીન થઈ નર્કને સ્થળે સ્વર્ગ રચી દીધું. અને સર્વને સુખી કર્યા!! ધન્ય! ખરેખર એ મહાશય નૃપતિને ધન્ય! તેની ઉદાર વૃત્તિને ધન્ય!



## કથા ૬ ઠી.

## બિલ્વમંગલ.



ઘણા પ્રાચીન સમયમાં બિલ્વમંગલ કરીને એક અતિશય ધનવાન્ પુરૂષ હતો. તે અત્યંત મોજ શોખ, હાસ્ય-વિલાસ અને સુખ-ચેનમાં ઉછર્યો હતો. અને નિત્ય નવા નવા વિલાસોમાં મગ્ન રહેતો હતો. વ્યસનીસંગીઓ અને વિષયી સ્ત્રીઓ તેની આસપાસ મધમાખો પેઠે હમેશ વિંટ-ળાઈ વળતાં હતાં- જેવો સંગ તેવો રંગ; તે પ્રમાણે બિલ્વમંગલના આચરણો પણ આવી સંગતિની અનુસાર અધમ થઈ ગયાં. દિવસાનુદિવસ આવા દુર્મિત્રોની સંગતિમાં દુરાચારમાં તે વધારેને વધારે ઉતરતો ચાલ્યો.

પ્રસંગોપાત તે ચિંતામણી નામે એક ચંચલ, ચતુર અને કામકળામાં કુશળ મોહિનીના પ્રેમ પાશ-માં ફસાયો; ચિંતામણી ઘણીજ રૂપવતી અને લાવ-ણ્યમયી હોઈ પુરૂષને વશ કરવાની વિદ્યામાં નિપુણ

હતી. તે પોતાની મોહિની ઉત્પન્ન કરનારી સત્તા આ યુવકપર ધીરે ધીરે બેસાડતી ગઈ અને છેવટે તેને પોતાના દાસ તુલ્ય બનાવી દીધો. મૂઢ બિલ્વમંગલ ચિંતાસમાન વેશ્યા ચિંતામણીના સ્ત્રી ચરિત્રમાં આ-કર્ષાઈ, તેના કૃત્રિમ હાવ ભાવમાં ભાન ભૂલી તે નચાવે તેમ નાચવા લાગ્યો.

બિલ્વમંગલે પોતાની પ્રિયમાં પ્રિય મૂર્તિ ચિંતામણીના પગ પાસે દ્રવ્યની રેલ છેલ કરી નાખી. કાળે કરીને, સર્વ સમૃદ્ધિઓનો દુરાચારથી અંત આવે છે, તેમ, બિલ્વમંગલની સમૃદ્ધિનું પણ થયું. તેની સર્વ સમૃદ્ધિ ચિંતામણીના ઘરમાં રેડાવા લાવી. ચિંતામણીના ઘરમાં મૂલ્યવાન પદાર્થોના ઢગલે ઢગલા થવા લાગ્યાં. વિષયાંધ બિલ્વમંગલ દેહદુનિયાનું ભાન ભૂલી, ઘર ત્યજી, રાત-દિવસ ચિંતામણીના મોહમાં મસ્ત બની તેને ત્યાંજ પડી રહેવા લાગ્યો. વૃદ્ધ માત-પિતા પુત્રની આ સ્થિતિ જોઈ આક્રંદ કરવા લાગ્યાં; ને રડી રડી આંધળા થયાં. મિત્રો અને સગા-સંબંધીઓએ ઘેર પાછા આવવા ઘણી ઘણી વિનંતી કરી, પણ પથ્થરપર પાણીની પેઠે સર્વ વ્યર્થ ગયું, ને કાંઈ વળ્યું નહિ, આ વિષયલુબ્ધ બિલ્વમંગલને તેની કશી પણ અસર થઈ નહિ.

કામાંધની મતિ ન સુધરી. વેશ્યાની જાદુઈ શક્તિની સત્તા જેવી તેવી નથી હોતી, તે પ્રબળ સત્તાએ તેને બાંધી રાખ્યો.

कामातुराणां न भयं न लज्जा
अर्थातुराणां न च बंधु मित्रं ॥

તેના દુરાચરણની ચિંતા કરતો કરતો વૃદ્ધ પિતા આખરે મરણ શરણ થયો. તેની ઉત્તરક્રિયા કરવા માટે વિધવા માતાએ ઘેર આવવા બિલ્વમંગલને બોલાવ્યો, તોપણ તે આવ્યો નહિ. પુત્ર પાસેજ શ્રાદ્ધ કરાવવાની આવશ્યકતા તેથી સગાંવ્હાલાં ચિંતામણીને ઘેર આવ્યા, અને દુઃખી થઈને મરણ પામેલા પિતાની શાંતિ માટે શ્રાદ્ધ ક્રિયા કરવા બિલ્વમંગલને તેને ઘેર મોકલવા માગણી કરી. વેશ્યાને પણ લાગી આવ્યું. અને તેને ઘેર જવા કહ્યું, પણ વિષયાંધ એકનો બે થયો નહિ. છેવટે નહિજ માન્યુ, ત્યારે ચિંતામણીએ તેનો હાથ ઝાલી ઘરમાંથી બ્હાર હાંકી કાઢયો.

પોતાની પ્રિયતમાનો પણ જ્યારે તેને આવો અનુભવ થયો, ત્યારે નિરાશ થઈ તુટેલે દિલે સ્વગૃહે આવ્યો. ઉતાવળે ઉતાવળે ઉત્તરક્રિયા કરવા લાગ્યો. ક્યારે આ ક્રિયા પૂરી થાય ને ક્યારે ચિંતા-

મણી પાસે જાઉં એવા વિચાર તેને આવ્યા કરતા, અને છટકી જવા તક શોધવા લાગ્યો. ઘણી ઉતાવળ કરી પણ સંધ્યા પહેલાં અવકાશ મળ્યો નહિ. રાત્રિ થઇ એટલે ગુપચુપ ઘેરથી નીકળ્યો; અને પોતાની વ્હાલીનું રટણ કરતો તેના ઘર તરફ દોડવા લાગ્યો.

રાત અંધારી ઘોર હતી. આખું ગગન કાળાં વાદળાંથી છવાઇ ગયું હતું. ઘનઘોર ઘટા ચોમેર ફેલાઈ રહી હતી. ચપળા ભયસૂચક ચમકારા કરી રહી હતી. ધરણીને ધ્રુજાવતી ઘનગર્જના કાલી રાત્રિને ગજાવતી હતી. પવન ફુંફવાટા મારતો ચોપાસ સુસવાટા કરી રહ્યો હતો. મેઘ મુસલધાર પડયા કરતો હતો; અને કાળ રાત્રિની જેવી આ રાત્રિમાં સૃષ્ટિના તત્ત્વો નિરંકુશ તોફાન મચાવી રહ્યા હતા. કડડડ અવાજ કરતાં વૃક્ષો જડમૂળમાંથી ઉખડી પડતા હતા, અને ઘણા પ્રાણીઓ ચગદી તેમના પ્રાણ જગત્ પીતાને સ્વાધીન કરતા હતા. કોઈપણ મનુષ્યપ્રાણી આ ઉગ્ર તોફાનમાં બહાર નીકળવા હિમ્મત્ત કરે તેમ ન હોતું. પરંતુ કામાંધ, અને ચિંતામણિ શિવાય જેને બીજું રટણ નથી એવો બિલ્વમંગલ તો પોતાની પ્રાણવલ્લ-

ભાને ભેટવા આ સૃષ્ટિની ઉન્મત સ્થિતિની લેશ પણ ગણના કર્યા વિના નિરંકુશ ધસ્યો જતો હતો.

મહાસાગર સમાન કાલીંદી નદીમાં તોફાન હતું. પૂર આવ્યાથી જળ પ્રવાહનો વેગ ઘણો પ્રબળ થયો હતો. નદીને પેલેપાર ચિંતામણિનો મહેલ હતો. આ પરકીયામાં તેની એટલી બધી પ્રીતિ લાગી રહી હતી, કે, આ ભયંકર તોફાનનું પણ તેને ભાન ન હતું. ઘણીવાર ચાલતાં ચાલતાં આ તોફાની પવનના સુસવાટથી હડસેલાઇ અફ-ળાતાં તેના શરીરે જખમો થયા, પણ ચિંતામ-ણિની લગની શિવાયના બીજા વિષયમાં તેનું મન શૂન્યમય હોવાથી જખમોની તેને ખબર પડી નહિ. અંતે આ પ્રેમમસ્ત પુરૂષ, પૂરવેગથી ઘુઘવાટ કરતી, આવેલું પૂર સમાવી 'નહિ શકવાથી ધસી જતી નદીને તીરે આવી પહોંચ્યો. પાણી શ્યામતા ધરી બેઉ કિનારાપર ઘણું ઉંચું ચઢયું હતું. નદીએ આજુબાજુની સૃષ્ટિના જેવુંજ પૂર્ણ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું; અને જાણે બિલ્વમંગલના કામાંધ-પણા તરફ ક્રોધાયમાન નહિ હોય તેમ પૂરવેગમાં વ્હેતી હતી. સામેપાર જવું તદન અશક્ય જેવું હતું. બિલ્વમંગલ નદી પાસે આવી અટકયો ને

સામેપાર કેમ જવું તેના વિચારમાં પડયો. આમ વિચાર કરતો હતો તેવામાં દૈવ જાણે સાનુકૂળ હોય તેમ જોસ ભેર વહી જતા પાણીના પૂરમાં કાંઈ ભારે વસ્તુ તણાતી તેની નજરે પડી; તેને કાષ્ટ સમજી પકડવાને કાલિંદી નદીના આ સમયે આવા વેગવાળા પ્રવાહમાં જંપલાવ્યું. તરતો તરતો તેની તરફ ગયો અને તેને પકડીને તેને આધારે મહા મુશ્કેલીએ સામે કિનારે પહોંચ્યો. કિનારે પગ મૂકતાંજ પોતાની મનની માનીતી દેવી ચિંતામણિના ઘર તરફ દોડયો.

ચિંતામણિનાં ઘરની આસપાસ ફરતી મોટી દિવાલ હતી. દરવાજો અંદરથી બંધ હતો. બિલ્વમંગલે ઘણી ઘણી બૂમો મારી પણ ફોકટ. કોઈએ પણ દરવાજો ઉઘાડયો નહિં, વરસાદ અને વાવાઝોડાનું જોર સખ્ત હતું, કાન ફાડી નાખે એવી મેઘની ગર્જના અને કડકડાટના અવાજોમાં તેનો અવાજ શું ગણત્રીમાં! બૂમો પાડી પાડી તેનો સ્વર ખોખરો થઇ ગયો. કોઇએ ન સાંભળ્યું ત્યારે અત્યંત કંટાળ્યો. આખરે દિવાલ કુદી ગૃહમાં પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો. દિવાલપર ચઢવા કાંઈપણ સાધન સોધવા ચારે પાસ ફર્યો—કાંઈપણ સાધન ન દેખાવાથી નીરાસ

થતો હતો, એટલામાં દિવાલપર એક લાંબુ દોરડું લટકતું જણાયું. તે જોઈ અત્યંત પ્રસન્ન થયો-તેને પકડી, તેની મદદથી, ભીંત ઉપર ચ્હડીને ચોકમાં કુદકો મારી પોતાની મનોરમાના આવાસમાં દાખલ થઇ ગયો.

મનોવાંચ્છના પૂર્ણ થઈ ધારી, આનંદિત વદને પોતાની મનની ઇચ્છીત મનોહર મૂર્તિની સન્મુખ જઈ ઉભો. આવે ભયંકર સમયે તેને જોઇ ચિંતામણિ આશ્ચર્ય પામી, થોડીવાર સ્તબ્ધ થઈ ગઈ. પછી પુછ્યું:-"બિલ્વમંગલ! આવા ભયાનક સમયમાં તું અહીં શી રીતે આવી શકયો! તારા શરીરમાંથી આ ઉગ્ર દુર્ગંધી કેમ નીકળે છે?"

આનંદની લ્હેરોમાં વિષયાંધે ઉત્તર આપ્યો:-"વ્હાલી ચિંતામણિ! હું આવ્યો, ગમે તે પ્રયત્ને પણ હું તો અહીં આવ્યો: એટલુંજ જાણું છું. કેમ આવ્યો, તેનું મને ભાન નથી. મ્હારૂં સર્વ ભાન તેં હરી લીધું છે, ને ત્હારી મનોહર મૂર્તિમાંજ તે રમ્યા કરે છે."

ચિંતામણિએ આશ્ચર્યતા પૂર્વક ક્રોધથી કહ્યું:-"તને આવી વેળાએ અહીં આવવાનું કોણે કહ્યુંહતું? આટલું બધું જીવનનું જોખમ શામાટે ખેડયું?"

"પ્રિયતમે! ત્હારી પ્રત્યેના અપરિસીમ પ્રેમે." તે મોહાંધે સગર્વ પ્રફુલ્લિત સ્વરે ઉત્તર આપ્યો, "અરેરે! શું તું એટલું પણ સમજતી નથી કે મ્હારો ત્હારા પર કેટલો બધો પ્રેમ છે?"

"પણ તું આવી જોશમાં વ્હેતી નદી ઓળંગી, દિવાલ કુદી અત્રે શી રીતે આવી શકયો?" આશ્ચર્ય પામેલી ચિંતામણિએ પાછું પૂછયું.

બિલ્વમંગલે બનેલી બિના અથથી ઇતિ પર્યંત કહી સંભળાવી. આ વખતે તોફાન શમી ગયું હતું; અને વરસાદ પણ બંધ પડી ગયો હતો. મેઘ, વિદ્યુત્, ગર્જના વિગેરે જાણે એ વિષયાંધ પુરૂષપર કોપાયમાન્ થઈ, તેને અધમ માર્ગ પર જતો અટકાવવાને કેમ ત્રુટી પડયાં હોય, તેમ, એકદમ તેના પ્રત્યે પોતાનો ઉગ્ર કોપ જણાવી, આવી પ્રતિકૂલતા છતાં પણ તેને નહિ ડગેલો જોઇને સર્વ પોતપોતાને સ્થાનકે થઈ ગયાં. અને વાદળાં વિખરાતાં ચંદ્રપ્રભા ઝાંખી ઝાંખી પથરાવા લાગી, અને પ્રકૃતિના આ ભયંકર કોપ પછી શાંતિ રાજ્ય કરવા માંડી. ચિંતામણિ જાણતી હતી કે દિવાલપર કોઈપણ સ્થળે દોરડું ટાંગેલું કે લટકાવેલું ન્હોતું, અને છતાં આમ બિલ્વમંગલ શી રીતે ઉપર ચ્હડી શકયો, તે જાણુ-

વાને આતુર થયલી હોવાથી, ચિંતામણિ બિલ્વ મંગલને તેડીને દીવો લઈને બહાર નીકળી. બહાર જઇને જુવે છે તો દોરડાંને બદલે બારીયેથી ઝેરી નાગ લટકતો હતો. આ જોઈ બેઉ ચકિત થઈ ગયા. ચિંતામણિતો આ પોતાના પ્રત્યેનો પ્રેમજ જેનું એકજ જીવનનું અવલંબન છે, તેવા તરૂણ બિલ્વ-મંગલ તરફ એકટશે જોઇ રહી. પણ ભયથી કશું બોલી શકી નહિ. ચિંતામણિની કુતૂહલતા વધતી હોવાથી નદી તીરે તેઓ આવ્યાંને કયા કાષ્ટપર તે તરીને આવ્યો તે તપાસવા લાગ્યાં. તપાસ કરતાં જેને આધારે તરીને બિલ્વમંગલે નદી ઓળંગી, તે તો લાકડાને બદલે કોહેલું, અને જળજંતુઓએ ભક્ષણ કરેલું એક શબ નીકળ્યું! ચિંતામણિ આ જોઈ સ્તબ્ધ થઇ ગઈ. તેના ચક્ષુઓમાંથી અશ્રુની ધારા ચાલી. તે આ પુરૂષનો આવો અખંડ, અચળ, અડગ, ઉગ્ર પ્રેમ જોતાં બોલી ઉઠી:—"બિલ્વ-મંગલ! બિલ્વમંગલ, મેં હવેજ જાણ્યું કે હું તને આટલી બધી વહાલી છું. પણ હું ત્હારા આવા અગાધ નિર્મલ પ્રેમને યોગ્ય પાત્ર નથી. અરેરે!! જો ત્હારો આ અનન્ય પ્રેમ મ્હારે બદલે પ્રભુપર હોત તો ખચીત તું જીવન–મુક્ત થઈ જાત."

(દોહરો).

"જેવી વૃત્તિ હરામમાં, તેવી હરિમાં હોય;
વહ્યો જાય વૈકુંઠમાં, નહિ અટકાવે કોય."

(કેશવ કૃતિ)

આ ઉપદેશક શબ્દોએ, વીજળી જેમ ઝળુકી આસ્જુબાજુની સૃષ્ટિને અવનવા પ્રકાશથી ઝળહળતી કરી મૂકે છે, તેમ બિલ્વમંગલના પ્રેમ પૂર્ણ હૃદયને હચમચાવી દીધું અને તેના પ્રેમ પૂર્ણ અંતઃકરણમાં એકદમ નવીન સંસ્કારોની દિવ્યજ્યોતિ ઉત્પન્ન કરી. દારૂના મ્હોટા ઢગલામાં અગ્નિ પડતાં જે ત્વરાથી ગગન ભેદી ધડાકા સાથે અંધકારનો આંખના પલકારામાં નાશ કરતો મ્હોટો ભડકો ચોપાસ વ્યાપી રહે; તેમ વિષયને સ્થળે વિવેકે વાસ કર્યો તેથી કેમ જાણે હમણાજ તેના ભાગ્યની ચાવી ચિંતામણીને હાથે ચ્હડી અને તેણેજ તેના હૃદયકપાટ ઉઘાડી નાખ્યાં. પોતે મુગો મુગો આશ્ચર્યમાં ડૂબેલો ઉભો; પણ ક્ષણવારમાં ગંભીરતાથી બોલી ઉઠયોઃ—"હા. ખરૂંજ ચિંતામણિ! તારૂં કહેવું યથાર્થ છે."

દુહો.

" जो मति पिछे उपजे, सोमति आगे होइ;
काम न बिगडे आपको, दुरिजन हसे न कोइ."

(તુલસીદાસ.)

એટલું કહી તુરતજ ત્યાંથી ચાલતો થયો. ચિંતામણિ આભી બની ગઈ. તેને જતો અટકાવવાને ક્ષણમાં ભાન આવતાં તેની પાછળ ઘણુએ દોડીને બૂમો પાડી, પણ વ્યર્થ. વિલાસીમાંથી વિરાગી બનેલા બિલ્વમંગલનું મ્હોં ફરી દીઠું નહિ. અંતે નિરાશ થઈ પાછી વળી. જેને માટે દિંગ્મૂઢ થઈ-દિવાના પેઠે પ્રહર સુધી ભમ્યા કરતો હતો, જેને માટે માતા–પિતા–સગાં–સબંધી–સ્નેહી–મિત્ર ઇત્યાદિનો ત્યાગ કર્યો હતો, જેને માટે પિતાની ઉત્તર ક્રિયામાં પણ ચિત્ત ન્હોતું રહ્યું, તેજ કોમલાંગી રમણી આજે તેને પાછી ફેરવી શકી નહિ; "પલ મેં ચાહેસો કરે, રઘુનંદ દુલારો પલ મે ચાહેસો કરે"—પૂરા થયલા પ્રારબ્ધને અંતે, એકજ ઊંડો માર્મિક શબ્દ, તેના પ્રેમને લીધે અભેદ્ય બની ગયેલા હૃદયને ભેદી વીંધી નાખવાને બસ થયો; અને હૃદયમાંના સર્વોપરિ વિલાસભાવને ધકકેલી કાઢી દૃઢ વૈરાગ્યને તેને સ્થળે સ્થાપી દેવાનું કારણભૂત થયો.

સર્વ સંસાર ત્યાગ કરી મોહમાયા સર્વદા માટે, આ એક વખતના મોજમજાહ ને કામ તૃપ્તમાંજ આનંદ માનતા બિલ્વમંગલે ત્યજી તે ગયો, તે ગયોજ—સાધુ થયો—અનેક વર્ષો સુધી તેણે વિરકત સ્થિતિમાં રહી સુરદાસ—સુરશ્યામ નામ ધારણ કરી, ભકિત વૈરાગ્યના હજારો સુંદર પદો રચ્યાં છે; જે બહુ ભાવે હજી પણ ગવાય છે. આ પ્રખ્યાત મહાન્ ભક્ત સુરદાસ તેજ આપણો આ પૂર્વ જીવનનો મોહાસક્ત બિલ્વમંગલ.

દુહો.

ચંદ છંદ પદ સૂરકે, કવિત કેશવદાસ;
ચોપાઇ તુલસીદાસકી, દુહા બિહારીદાસ ?

## કથા ૭ મી.
## ઇશ્વરની આપેક્ષા.

:o:

રાગ કાલીંગડો.

"ભક્તિ વડે વશ થાય, રમાપતિ ભક્તિ વડે વશ થાય;
જો ઇશ્વર વશ થાય નહિતો, જન્મ મરણ નહિ જાય. રમા૦
ભક્તિ પરમ સુખનું શુભ સાધન, સફળ કરે છે કાય; રમા૦
ભક્તિ વડે ભગવાન સદા વશ, નિગમાગમ પણ ગાય; રમા૦
બળિયાના બલરૂપ દયાધન, નિર્બલ થઇ બંધાય; રમા૦
સંકટ સેવક પર આવેતો, ત્યાં ધરણીધર ધાય; રમા૦
ભક્તાધીન દયાનિધિ ભૂધર, ભક્તિ વિના નપમાય; રમા૦
ભક્તિ વિના વ્રત જપ તપ આદિક, અફળ અનેક ઉપાય; રમા૦
ધન યૌવન બલબુદ્ધિ ચતુરતા, નિષ્ફલતે સમુદાય; રમા૦
રંગરૂપ કુલ જાતિ વિશેષે, ન કરે કોય સહાય; રમા૦
અજામીળ નારદ મુનિ શબરી, કયાં ગણિકા ગજરાય; રમા૦
કેશવ હરિની ભક્તિ તણા ગુણ, એક મુખે ન ગવાય; રમા૦
(કેશવ કૃતિ).




ઈ એક વૃદ્ધ બ્રાહ્મણ હમેશાં દેવમંદિરમાં જઈ બહુ વાર સુધી મ્હોટેથી સર્વ સાંભળે તેમ ઈશ્વરની પ્રાર્થના કરતો કે:—હે મહાન્ ઇશ્વર! હે પરમ કૃપાળુ જગદીશ્વર! આ ત્હારા દીનદાસને ત્હારા પવિત્ર ચરણમાં લે."

હમેશાં તે કલાકોના કલાકો પર્યંત એ પ્રમાણે બોલતો, અને પોતાની ભક્તિ ઘણી દૃઢ છે તે દેખાડવાને ચક્ષુઓમાં અશ્રુ લાવી પ્રતિમા સમક્ષ હાથ જોડી ઉભો રહેતો; ઘણો કાળ એ પ્રમાણે તે દેવાલયમાં ગાળતો, અને પોતાને ઋષિ-મુનિથી પણ વિશેષ પવિત્ર અને ભકતોથી પણ અધિક ભક્ત સમજતો. મંદિરના આચાર્યને તથા અન્ય ભકતજનોને તેના દીર્ઘકાળ સુધી રહેવાથી અડચણ થવા લાગી, અને પૂજારીએ તેની ભકિત કૃત્રિમ જાણી લીધેલી હોવાથી તેને મંદિરમાં આવતો અટકાવવા તથા તેની મતિ ઠેકાણે લાવવા યુકિત રચી.

એક દિવસ જ્યારે આ વૃદ્ધ બ્રાહ્મણ આંખમાં ઘણાં આંસુ આણીને સજળ દેખાતા નેત્રે સ્તવન કરતો ઉભો હતો, ત્યારે અગાઉથી કરેલી ગોઠવણ પ્રમાણે પૂજારી મૂર્તિની પાછળ સંતાઈ રહ્યો, ને બ્રાહ્મણ પ્રાર્થના કરતો હતો, તેવામાં ઘાડે અવાજે પ્રતિમાની પાછળથી તે બોલ્યો,—"હે વૃદ્ધ વિપ્ર! સત્વર મ્હારી સમીપ આવ. સજ્જ થા; ને તત્પર થા હું ત્હારી ભકિત જોઇ પ્રસન્ન થયોછું, ને તને તત્કાળ ગળી જાઊંછું. માટે વિલંબ નહિ કર. સમય નથી— માટે સત્વર થા, ને મ્હારી સમીપ આવ. આ ક્ષણે






તને ગળી જઇને મ્હારામાં તદ્રુપ કરી, તને મ્હારા ચરણમાં લઇ લઊંછું. ચાલ .... .... ...."

આ શબ્દો સાક્ષાત્ ઈશ્વરનાજ સમજી વૃદ્ધ બ્રાહ્મણ ભયભીત થઇ ગયો અને જીવ લઈ ત્યાંથી એકદમ નાઠો; તે સમજ્યો કે રખેને દેવ મને ખરે-ખર ગળી જશે? બ્રાહ્મણ નાઠો તે નાઠોજ. તે દિવ-સથી તે દેવાલય તો શું પણ કોઇપણ દેવમંદીરમાં પગ મુકવાની તેણે હિંમત કરી નહિ, એટલુંજ નહિ પણ ઘેર એકલો રહેતાં તથા રાત્રીયે સૂતાં પણ બ્હીવા લાગ્યો કે 'રખેને ઈશ્વર મને ઉંચકી જાય.' અને આ ભયમાં ને ભયમાં મૂર્ખતાથી ભકિત પણ મૂકી દીધી.

(દોહરો)

ઠગ ભકતોના ઠાઠથી, રહી સર્વદા દૂર;<br>
હૃદયે હૃદયેશ્વર જુઓ, જે જગમાં ભરપૂર. ૧

આ વૃદ્ધ બ્રાહ્મણની માફકજ આપણામાંના ઘણાકો ઈશ્વરની અપેક્ષા કરે છે; અને ઈશ્વરનું સામર્થ અને તેનો પ્રભાવ સમજ્યા વગર આ કથાના બ્રાહ્મ-ણની માફક બાહ્યના આડંબરથી પ્રભુ ભોળવાતો હશે એમ ધારી દાંભિક ભકિત કરે છે. પરંતુ તે બ્રાહ્મ-ણતો માત્ર ભકિતમાંજ દંભ રાખતો હતો પણ જંગત્




તો ખૂણે ખાંચરે અનેક ખોટાં કર્મો કરતું ફરે છે, ને ડરતું નથી. એવી ભક્તિ–ભક્તિ નહિ, પણ વૃથા ઉપાધિ છે. અને ભારરૂપ થઈને અધોગતિએ લઇ જાય છે. મુક્તિપદ પ્રાપ્ત કરવાને અધિકારી થવાને દાંભિક ભક્તિનો ત્યાગ કરી ખરી હૃદય પૂર્વક ભક્તિ કરવી જરૂરની છે. અને તેવી ભક્તિ અનુસાર વૃત્તિ, ને વૃત્તિ અનુસાર કૃતિ થાય તોજ પ્રભુ પ્રસન્ન થાય છે. ઈશ્વર આપણા ધર્મ ભૂલેલા ભારતમાં ખરી ભક્તિનો પુનરૂદય કરો! અને ભ્રમમાં ભમતા ભારત બાલકોની ઉન્નતિ કરો! તથાસ્તુ—



## કથા ૮ મી.

## ગાર્ગી.




વિત્ર જનક નૃપતિ વીશાળ વિદેહ દેશમાં રાજ્ય કરતો હતો. તેણે એક સમયે મહાન્ યજ્ઞ કર્યો. કુરૂ અને પંચાળ દેશના બ્રાહ્મણો પણ જનક વિદેહની ઉદારતા સાંભળી આવ્યા.

વીર રાજર્ષિ જનકના મનમાં વિચાર આવ્યો કે "આ સર્વ એકઠા થયેલા બ્રાહ્મણોમાં કોણ સૌથી પ્રજ્ઞ અને વિદ્વાન હોઇ બ્રાહ્મણ નામને લાયક હશે?" એવો વિચાર કરી એક હજાર દુધાળી ગાયોના દરેક શ્રૃંગ ઉપર કેટલુંક સુવર્ણ બંધાવી બ્રાહ્મણોની સભા ભરી હાથ જોડી નમન કરતાં જનક બોલ્યો "ઓ પવિત્ર રૂષિ મુનીઓ અને વિદ્વાન વિપ્ર વરો! આપ જેવા મહા પુરૂષોના આ યજ્ઞમાં આવાગમનથી હું ઘણોજ કૃતકૃત્ય થયો છું. આપ સર્વમાં જે સૌથી વધારે પ્રજ્ઞ અને વિદ્યામાં પ્રવિણ હોય તેને સુવર્ણથી સુશોભિત થયેલા શૃંગોવાળી આ સહસ્ર કામધેનુનું દાન લેવા દો:"

બ્રાહ્મણોએ રાજાજ્ઞા સાંભળી, પરન્તુ દાન મેળવવા કોઇ બ્હાર પડ્યું નહીં. જ્યાં આટલા બધા વિદ્વાનો એકત્ર થયા હોય ત્યાં કોણ પોતાને શ્રેષ્ઠ કહેવાની ધારણા કરી શકે? એટલામાં જનકના મહાન્ ગુરૂ યાજ્ઞવલ્કયે ઉભા થઇ પોતાના શિષ્યને કહ્યું કે "આ ગાયોને મ્હારે ઘેર લઈ જાઓ."

આ જોતાંજ બ્રાહ્મણોને ક્રોધ ચઢયો અશ્વલાચાર્ય, પ્રબુધ્ધ અને પવિત્ર આર્તભાગ, મહાન્ લાહ્યાયની, ચક્રાયણ, કૌશીતકી, ગર્વિષ્ટ ઉદ્દાલક અને અન્ય ક્રોધી ઋષીઓ યાજ્ઞવલ્કયના જ્ઞાનની પરીક્ષા લેવા લાગ્યા. જેમ એક મહાન્ ઉચ્ચ શ્રૃંગ પર્વત સમુદ્રની ભરતીને પાછી હઠાવે છે તેમ મહાવિદ્યાશૂર જ્ઞાની જનક-પુરોહિત યાજ્ઞવલ્કયે સર્વ પ્રશ્નોનાઃ ઉત્તર આપીં તેમને મહાત કર્યા. સર્વ અન્ય વિદ્વાનો હાર પામી ખીન વદને બેઠા, તે જોઈ ઉચ્ચ વૃત્તીવાળી સુંદર દેવી સ્વરૂપવાન અને મહાન્ વિદુષી પવિત્ર ગાર્ગીએ આસનેથી ઉઠી પ્રશ્ન કર્યો:—

"જેવી રીતે વારાણુસી અથવા વિદેહની વીરભૂમીના યોધ્ધા ભયંકર ગર્જના કરતા બાણ ચઢાવે છે તેવીજ રીતે ઓ મહાન પુરોહિત યાજ્ઞવલ્કય! આ રાજ સભામાં ત્હારી સામે બીડુ ઝડ-

પુછું. હું માત્ર બેજ પ્રશ્ન પુછીશ, શ્રવણ કર ને ઉત્તર આપ:—

"આ પૃથ્વીપર અને ગગન મંડળ અને આકાશમાં વિસ્તીર્ણ પામતુ ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાલોમાં સર્વદા જીવન, સર્વદા સમક્ષ થતુ અને વસ્ત્રના આડા અને ઉભા દોરાઓની માફક આકાશ અને ગગન મંડળમાં ગુંથાયલું આ બ્રહ્માણ્ડ, જે શાશ્વત ને સર્વદા સમક્ષ છે, તેનું અવલંબન શા પર છે?"

પવિત્ર રૂષી **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો:—"વિદુષી **ગાર્ગી**? ત્હારો પ્રશ્ન ગહુન છે. જે વસ્તુ ગગન અને પૃથ્વીમાં વ્યાપી રહી છે તે વસ્તુતઃ આકાશ છે."

આ મહાત્માબાઇએ પુનઃ તે મહા પુરૂષને કહ્યું:—"તમારો ઉત્તર ઠીક છે પરન્તુ આ આકાશ જે વિષે તમે કહ્યું તે શું કોઇ સુક્ષ્મ સ્થિતિમાં ગુંથાયલું છે?"

**યાજ્ઞાવલ્કય**: "પવિત્ર **ગાર્ગી**! ત્હારા પ્રશ્નનો ઉત્તર સાંભળ. એ આકાશ. '**અક્ષર**' (**બ્રહ્મ**) માં વિસ્તરેલું છે. અને એ '**અક્ષર**' વિષે કોઈ પણ કાંઈ કહી શકે એમ છે? પરન્તુ શાસ્ત્રોમાં જે વર્ણવ્યું છે તે તને કહુંછું—'તે **અક્ષર** બ્રહ્મ, નથી

સ્થૂલ કે નથી સુક્ષ્મ, નથી નાન્હો કે નથી મ્હોટો, તેની જ્યોતિ પ્રજ્વલતા અગ્નિની જ્યોતિ જેવી નથી, અથવા તો તે જળની માફક ચંચલ નથી.

પ્રતિમા રહિત તેમજ અંધકાર રહિત હોઈને તે **અક્ષર બ્રહ્મ**, નથી વાયુ કે નથી આકાશઃ તેતો પાર્થિવેન્દ્રિયોના સ્વાદ અથવા વૃત્તિ રહિત છે; અને તેજ ઉચ્ચ, અગાધ **બ્રહ્મ** એકલો સર્વત્ર વ્યાપી રહ્યો છે. તેને નથી અવયવો કે નથી ઇંદ્રિઓ; પરન્તું તે સર્વ જગતને જુએ છે અને સાંભળે છે. તે અવયવો રહિત છે પરન્તુ સર્વદા ક્રિયા કારક છે. તે આકૃતિ રહિત છે પરન્તુ અમાપ છે.' **ગાર્ગી**! હવે ત્હારે વધારે જાણુવાની ઇચ્છા છે? તેના મ્હાન બાહુમાં પૃથ્વી અને આકાશ છે. દિવસો અને ઘટિકાઓ તેની આજ્ઞાનુસાર પ્રવર્તે છે. તેમજ ચંદ્ર સૂર્ય તેના આદેશને નમન કરે છે! તેણે હીમમય શિખરોવાળા પર્વતો ઘડયા છે તેમજ વિસ્તીર્ણ વેગવાળી નદીઓ વ્હેતી કરી છે, તે સૃષ્ટિના સર્વ **કાર્યો પ્રેરે છે! તે બ્રહ્મ છે, તે ઇશ્વર છે.**








## કથા ૯ મી.

## તુકારામ અને ખેડુત.





એક સમયે એક ખેડુતે તુકારામ બુવાને કાપણી પુરી થયે છ પાલી દાણા આપવાની કબુલાતે ખેતરની ચોકી કરવા રાખ્યા, અને પોતે અનાજ ખરીદવા બીજે ગામ ગયો. તુકારામ ખેતરના મધ્ય ભાગમાં ઉભા કરેલા માંચડાપર ચોકી કરવા બેઠા. પરન્તુ પક્ષીઓ ખેતરમાં આવતા તેને ઉરાડતા નહોતા ને મનમાં કહેતા, "આ પક્ષીઓ પણ મ્હારા જેવા ઈશ્વરના પ્રાણીઓ છે. હું વિષ્ણુનો ભકત તેમને ઉરાડી મુકુ તો બહુ ખોટુ થશે અને મહા પાપમાં પડીશ. આવો વિચાર કરી પક્ષીઓને ન ઉરાડતાં "વિઠ્ઠલ વિઠ્ઠલ" ભજન કરતા માચડા ઉપર બેસતા.

આવી રીતે ખેતર અરક્ષિત નિરખી વિહંગોના ટોળે ટોળાં આવવા લાગ્યાં; સર્વ પાકનો ધીમે ધીમે નાશ થવા લાગ્યો ને તુકારામ તો વિઠ્ઠલ વિઠ્ઠલનું રટન કરતા બેશી રહ્યા. મધ્યાહ્ન થયે બુવા પક્ષી-




ઓને કેહતા, કે હવે તમે તરસ્યા થયા હશો માટે જાઓ, જળ પી આવો. સંધ્યા થયે પક્ષીઓને તુકારામ કહેતા, કે હવે સાંજ પડી અંધારૂ થવા આવ્યું માટે ત્વરાથી તમારે ગૃહે જાઓ ને કાલે પાછા જલદી પધારજો. આવી રીતે પક્ષીઓનું આતિથ્ય થવા માંડયું.

એક માસ પર્યન્ત ઉપર વર્ણવ્યા પ્રમાણે પ્રતિદિવસ ચાલવા માંડયું. ખેડુત પાછો આવ્યો, પોતાના ખેતરની આવી અવદશા જોઈ ઘણોજ ક્રોધે ભરાયો. તુકારામને મારવા તત્પર થયો. ગામડીયાઓ વચ્ચે પડયા. તુકારામે કહ્યું "આ ખેડુતે મને અહીં બેશી પક્ષીઓ તપાસવા કહ્યું હતું તે પ્રમાણે મ્હેં બરોબર કર્યું છે."

ઉભય પક્ષનું સાંભળી,--તુકારામે બે ખાંડી અનાજ ખેડુતને આપી બાકીનું પોતે રાખવું; એવો નીકાલ ગામડીયાઓએ આણ્યો. ઉભય પક્ષે તે વાત માન્ય કરી. તુકારામને જરા પણ ચિંતા નહોતી. વિઠ્ઠલપર પુર્ણ ભરોસો હતો અને ભકતવત્સલ વિઠ્ઠલ એની લાજ જવાદે તો તો પ્રભુના ભકતો નિરાધાર થાય ને? સર્વ ખેતરમાં આવ્યા ને જુએ છે તો ચમત્કાર! આખુ ખેતર પાકથી ભરચક ભરાયલુ, સર્વે આ જોઈ આશ્ચર્ય પામ્યાઃ અહો!

કૃપા સાગર દિનાનાથ ભગવાન વિષ્ણુ ત્હારો ભકત પ્રત્યે આ શો અનન્ય પ્રેમ! ત્હારી ગતિ કોણુ કળી શકે? ભકત વત્સલ ભગવાન વિષ્ણુ ત્હેં પોતાના ભકતના રક્ષણાર્થ આ ખેતરમાં પાકની વૃષ્ટિ કરી ભકતની લાજ રાખી.

પોતાના આખા જન્મારામાં કોઈપણુ વખત આટલા બધા પાકથી ભરેલુ ખેતર ન જોયલુ જોઈ ખેડુતની દાનત બગડી. તેણે પોતાનું કરાર નામુ પાછુ માગ્યું. પણુ ગામઠીયાઓએ ના પાડી આપ્યુ નહીં. કેટલીક તકરાર બાદ ખેડુતને બે ખાંડી અનાજ સ્વીકારવું પડ્યું. બાકીનું તુકારામને મળ્યું. તે વજનમાં પંદર ખાંડી ઉતર્યું, પરન્તુ વિષ્ણુ ભકત તુકારામે તે સ્વીકારવા ના પાડયાથી લોકોએ મહાદેવજીપંત નામના વિશ્વાસનીય સારા બ્રાહ્મણુના મકાનમાં ભર્યું ને એ અનાજની ઉપજ શ્રી વિઠુબાના મંદિરના જીર્ણોધ્ધારમાં વપરાઈ. તુકારામ બુવા તો વિઠુલ વિઠુલનું ભજન કરતા રહ્યા. ભકતજનની ખુબી ન્યારી છે. ઈશ્વર તેને આધિનજ રહે છે.



## કથા ૧૦ મી.

## તુકારામ અને બે સન્યાસી.



પુનેથી થોડે દૂર આવેલા લોહગામમાં એક વખત પ્રસિદ્ધ સાધુ તુકારામ બુવાએ હરિકિર્તન કર્યું. તે કિર્તન શ્રવણ કરવા આવેલા લોકોમાં બે સન્યાસીઓ પણ હતા. તુકારામે કિર્તનમાં "નામ મહિમા" વર્ણવ્યું. સન્યાસીઓએ શિખા—સૂત્રનો ત્યાગ કર્યો હતો પરન્તુ જ્ઞાન ગર્વ, સ્વાભિમાન કે મત્સર બુદ્ધિને પોતા પાસેથી હજુ દૂર કરી શકયા ન હતા. સત્ય કહેતાં તેઓ ખરા વૈરાગ્યથી દૂર હતા. મહાત્મા જ્ઞાનેશ્વરે કહ્યું છે કે :-

" सन्याशास्त्रे सोंगं संपादिलें सांग ॥
वैराग्यांचें अंग आणितां नये ॥ १ ॥"

તુકારામ બુવાની વાણી વેદ શ્રુતિને બરોબર કરનારી હતી; પરન્તુ તે વાણી વણિકના મુખમાંથી નીકળતી જોઈ સન્યાસીના મનમાં કાંઈ કાંઈ થવા લાગ્યું. કિર્તન હજુ ચાલું હતું ત્યાં અધવચ ક્રોધ

કરી ઉઠયા ને પરભાર્યા દેશાધિકારી પ્રખ્યાત દાદોજી કોન્ડદેવ પાસે ફરિયાદ કરવા પુને ગયા.

તેઓએ દાદોજી પાસે ફરિયાદ કરી કે "તુકયો જાતનો વૈશ્ય હોઈ "નામસ્મરણનો મહિમા" વર્ણવે છે, એથી લોકોનુ વલણ કર્મ માર્ગ છોડી ભક્તિ માર્ગ તરફ લાગે છે; એ વર્ણાશ્રમ ધર્મ ડુબવાનુ દુષ્ચિહ્ન છે, એટલુંજ નહી પણ સર્વ જાતીમાં મુખ્ય બ્રાહ્મણ જ્ઞાતિ છે, તેને પણ તેણે સાષ્ટાંગ નમસ્કાર કરાવવા માંડી છે. હવે વર્ણશંકર પ્રજાનો કાળ પાસે આવી લાગેલો દેખાય છે. તમે દેશાધિકારી, બ્રાહ્મણ, અને ન્યાયી છો; અમને આ લાગી આવ્યું તેથી તમને આ કહેવા આવ્યા છીએ તો તુકયાનો જલદી યોગ્ય બંદોબસ્ત કરશો."

દાદોજીએ આ ફરિયાદનો ઉત્તર આપતાં કહ્યું કે "તમારૂ કહેવું સાંભળ્યું છે; પણ તુકારામ બાવાનું કહેવું શું છે તે સાંભળ્યા પૂર્વે કાંઈ પણ નિર્ણય કરી શકતો નથી. તેને અંહી બોલાવુંછું ને ઉભયનું સાંભળ્યા બાદ જે પક્ષ ખોટો ઠરશે તેના સબંધમાં ઘટતું કરીશ."

લોહ ગામના બ્રાહ્મણો વિગેરે મહાજન સમસ્તને, તુકારામ બુવા સહિત દાદોજીએ પુને

બોલાવી મંગાવ્યા. તાકીદ હુકમ—પત્ર જોતાં તેઓ સર્વ મંડલી સાથે "વિઠ્ઠલ વિઠ્ઠલ"નું ભજન કરતા પુનાની મૂળાને મૂઠા નદીના સંગમપર આવી મુકામ કર્યો. ત્યાં દાદોજી તેમને મળી પુનામાં લઈ આવ્યા. તેજ વખતે સન્યાસીઓને કહેવડાવ્યું કે "આજે તુકારામ બુવાની તમને ભેટ કરાવુંછું, પછી જે હારશે તેને મ્હોટી શિક્ષા ફરમાવવામાં આવશે."

તુકારામે તે રાત્રિએ કિર્તન કર્યું. કિર્તન સાંભળનારાઓની અતિશય ગર્દી થઈ હતી. તે સમયે "હરિ નામનો મહિમા" વર્ણવ્યો. તેમાં તેને પ્રેમરસની કેવળ અમૃતધારા વર્ષાવી. તુકારામના વચનામૃત:—

"गोविंदा वांचेनि वदे ज्याची वाणी ॥
हगवण घाणी पीटपीट ते ॥ १ ॥.
तुजवीण वाणूं आणीकाची थोरी ॥
तरी माझी हरी जिव्हा झडो ॥ २ ॥
मुख वाटे तूझे वर्णीतां पवाडे ॥
प्रेममीठी पडे वदनासीं ॥ ३ ॥
तरावया एक युक्ति हेचि असे ॥
तुका नामं नावें मध्धीं वैसे ॥ ४ ॥

એવા એવા અનેક **અભંગો** શ્રવણ કરી કરી ભાવિક શ્રોતાજનો ગળગળીત થઈ ગયા. એટલુંજ નહી પણ જે પાખંડી અને ધૂર્ત હતા, તેમનાં નેત્રો પણ ભક્તિથી અશ્રુપૂર્ણ થયાં. આ પ્રેમાનંદથી જેમના હૃદય ભરાયલાં છે ને જે એક ધ્યાનમાં લીન થયલા છે તેવા સર્વે શ્રોતાજનો એકદમ ઉઠી ઉઠી મહાસમર્થ મહાત્મા **તુ**કારામ બુવાને પગે આળોટવા લાગ્યા. **તુ**કારામનો દ્વેષ કરનારા **સ**ન્યાસીઓ પણ કિર્તન શ્રવણ કરવા આવેલા હતા. તેઓને પણ ઘણોજ પ્રેમ ઉપજ્યો, એટલુંજ નહીં પણ સર્વ સાથ તેઓએ ઉઠી **તુ**કારામને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને **દા**દોજીકોન્ડદેવને ગદ્‌ગદિત કંઠે કહ્યું:—"અમો અપરાધી છીએ. આપ દેશાધિપતિ છો. આ સમયે જે શિક્ષા કરશો તે અમને માન્ય છે."

આ સાંભળતાં તેમને શાસન કરવાનું **દા**દોજીએ સિદ્ધ કર્યું. ન્યાયના કાર્યમાં તે કોઈનું પણ સાંભળતા નહોતા. છેવટે **તુ**કારામના વચ્ચે પડવાથી તે સન્યાસીઓના પર આવેલો દુર્ઘટ સમય ટળ્યો. **તુ**કારામે કહ્યું:—સ્વામીએ જે આશ્રમ ધારણ કર્યો છે તે આશ્રમની રીતિ **પ**રમેશ્વરને પ્રિય થનારી નથી, કેમકે તેને અપ્રિય થનારી વાત આપણે કદી પણ કરવી નહીં. અને—

दया क्षमा शान्ती ॥ तेथें देवाची वसती ॥ १ ॥
अमों द्यावा धीर, सदा समाधान ॥
तेणें नारायण, जवळी केला ॥ २ ॥

એવા બોધની વાત કહી સ્વામીને છોડાવ્યા.

આ કથામાંથી બોધ એટલો લેવાનો છે કે **ઇશ્વરની ભક્તિ** એક મહાસાગર છે, ને તેનુ જળ કોઈપણ જ્ઞાતીનો મનુષ્ય લઈ શકે છે ને તેના સ્પર્શથી સમુદ્રને કાંઈ પણ લાંછન લાગતુ નથી; તેમ **ઇશ્વરની ભક્તિ** ગમે તેવા રૂપમાં, ગમે તેવી ભાષામાં થઈ શકે—પરન્તું તે દ્વેષરાગ રહિત, શ્રદ્ધાથી કરે તો તેવી ભક્તિ કરનારા, દાંભિક વેદાંતીઓ--ખાબોચીયામાંના જળ જેવા જ્ઞાન ધરાવનારા ને પોતાનુ આડંબર બતાવનાર—ઉપરના સન્યાસીઓના જેવાઓ ઉપર ઈશ્વરને ત્યાં પણ વિજય મેળવે છે.



## કથા ૧૧ મી.

ૐ! શાન્તિ : શાન્તિ : શાન્તિ : !



પ્રાચીન કાળમાં જ્યારે એક વખત લોકોમાં ધર્મ ઉપર અત્યંત અશ્રધ્ધા થઇ, દેવમંદિરોનો નાશ થવા લાગ્યો. શાસ્ત્રોની આજ્ઞા ઉલંઘાવા માંડી અને દિનપ્રતિદિન નાસ્તિકતા તથા ધર્મ ભ્રષ્ટતા પ્રસરી રહી ત્યારે એક મહાન્ ઋષિને આ જોઈ અત્યન્ત ઉદાસીનતા ઉત્પન્ન થઈ, અને સંસાર તરફનો વૈરાગ્ય તેને વ્યાપ્યો. તેણે સર્વનો પરિત્યાગ કરી જ્યાં મનુષ્યનો સંચાર નથી એવા નિર્જન અરણ્યમાં નાશી જઇ એક ગહન ગુફામાં નિવાસ કર્યો. તેની પ્રજ્ઞા, બુદ્ધિ, ધર્મશ્રધા તથા ભક્તિ અલૌકીક હોઈને તેને આકાશે વાણી થઈ કે "ઈશ્વર તને પ્રત્યક્ષ દર્શન દેશે :"!

આ શબ્દો સંભળાયા સાથે ગગન મંડલ ભેદીને જેની શાખાઓ જાણે ઉંચી નહીં ગઈ હોય તેવા મહાન્ વૃક્ષો અને આકાશ સાથે વાતો કરતા ઉંચા પર્વતોને

ડોલાવી નાંખે એવા તોફાની વાયુનો અણચિંતવ્યો એકદમ સપાટો આવ્યો. રૂષિરાજે ધાર્યું કે પ્રભુ પધાર્યા! પરન્તુ સર્વ વ્યાપક વિભુ પવનમાં જણાયા નહી. રૂષિની ધારણા ખોટી પડી. વંટોળીયાના ભયાનક ઉલ્કાપાત પછી મ્હોટા વ્યાઘ્ર અને કેસરી સિંહાદિના ગાત્રો ગાળી નાંખે, તેમ ગર્ભવન્તીઓના ગર્ભ પાડી નાંખે એવી એકાએક ગર્જના થઈ. ગગન મંડલે શ્યામ ઘનઘોર રૂપ ધારણ કર્યું. સૂર્યનારાયણ મેઘ ઘટામાં આલોપ થઇ ગયા અને વિદ્યુતના ચમકારા ને પવનના સુસવાટા સાથે ધોધ બંધ વરસાદ વરસવા લાગ્યો. આ દારૂણ ઉગ્ર તોફાનમાં પણ પરમાત્માનુ સ્વરૂપ નજર પડયું નહી. થોડી વારે-હજી તો આ તોફાન શાંત પડયું નથી એટલામાં પર્વતોમાંથી દાવાનળ અગ્નિ ઝરવા લાગ્યો. સાથે સાથે ધરતી ધ્રુજાવતાં જબરજસ્ત ધરતીકંપના આચકા લાગવા માંડયા. મ્હોટા મ્હોટા ખડકોમાંના કેટલાકના ચુરેચુરા થઇ ગયા તો કેટલાક દાવાનળ અગ્નિમાં ભસ્મ થઇ ગયા, અને મ્હોટા મ્હોટા પર્વતોને જડ મૂળમાંથી હચ મચાવી મુકયા. રૂષિજીની સ્થુલ દૃષ્ટિને ભૂકંપનો પૂર્ણ અનુભવ થયો. પણ ભુવનેશ્વરની ભાળ મળી નહીં. આ જુદી જુદી સ્થિતિ-

ઓનો રૂષિને અનુભવ થઈ રહ્યા પછી જેનુ વર્ણન ન થઈ શકે એવી અકથનીય શીતલતાથી આખુ ભુ-મંડલ આચ્છાદિત થયેલું તેને જણાયુ. શીતલતા સાથે આપોઆપજ શાંતિ વ્યાપિ ગઇ અને મનમાં સર્વાંગે આનંદ આનંદ થઈ રહ્યો.

રૂષિએ ધાર્યું કે જગન્નિયંતા પ્રભુ આ શાંતિના સામ્રાજ્યમાં હશે, અને આટલી બધી ખોટી ઘડેલી ધારણાઓને અંતે પ્રભુને મળવાની આશા ખરી પડવાનો પ્રસંગ આખરે આવ્યો. આ સર્વત્ર વ્યાપી રહેલી સાત્વિકતાના યોગે રૂષીનું મન સ્થિર થયું. ચારે પાસે પ્રસરી રહેલી અખંડીત શાંતિમાં તદ્રુપ થઈ જઇ પ્રભુના દર્શન આટલા સંકલ્પ વિકલ્પને અંતે રૂષિ પામ્યા, સર્વાંગે આલ્હાદક, વિરલ, આનંદ પ્રસર્યો; અને મહાન મુની પ્રભુને ભેટયા, એકાકાર થઈ ગયા—અંદર સમાઈ ગયા. વૃત્તિની ઐકયતા સાથે યોગ્યાભાસીને તે વેળા જે પ્રાપ્તિ થઈ તે એજ કે-

**ॐ शान्तिः शान्तिः शान्तिः**

जले विष्णु स्थले विष्णु विष्णु पर्वतमस्तके
ज्वालमाला फुले विष्णुः सर्वं विष्णुमयं जगत् ॥१॥

એમ ભાન ઉત્પન્ન થયું.



અખંડીત શાંતિમાં પ્રભુનાં દર્શન રૂષિ પામ્યા.






આ કથા એક મનોહર પણ બોધ દાયક રૂપક છે એમાં વર્ણવેલો ભુનો કંપ, જવાલા મુખીનો પ્રકોપ, વંટોલીયાનો ઉલ્કાપાત અને પર્વતોનું વસનઃ મન, ઇંદ્રિઓ અને બુદ્ધિ વગેરેના વેગોના ચિત્ર રૂપ છે, અને પ્રસંગોપાત તે સર્વ પોતાની કેવી સત્તા બતાવે છે તેના દૃષ્ટાન્ત છે; અને વળી એવો બોધ આપે છે કે મહાસાગરની વચ્ચોવચ્ચ ભયંકર તોફાનમાં સપડાયલા ડામાડોળ થતા વહાણની પેઠે અનેક તરંગો ઉત્પન્ન કરનારા વિકારોથી ભરેલા શરીરમાં રહેલું મન, પંચવિષય* અને એકાદશ ઇંદ્રિયોને× આધીન થાય છે; ત્યારે જે ચંચળ અને અસ્થિર સ્થિતિને પ્રાપ્ત થાય છે તે સ્થિતિમાં પ્રભુની જ્યોતી નિહાળી શકતુ નથી. કારણકે પ્રભુ તો મનની વરિષ્ટ શાન્તિમય સ્થિતિમાંજ વસે છે. રાગ-દ્વેષ, ભય-તૃષ્ણા, ઇચ્છા-સ્પૃહા આદિ શાંતિનો ભંગ કરનારા શારીરીક ને માનસિક વિકારોથી ઉત્પન્ન થતી વિકારી ક્ષણે ક્ષણે નવા રૂપો ધરતી મનની

* કામ, ક્રોધ, મદ, મોહ, ને મત્સર.

× વાક્, હસ્ત, પાદ, ગુદ, ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિય; ત્વક્ ચક્ષુ, શ્રોત્ર, રસના, ઘ્રાણ. પાંચ જ્ઞાનેન્દ્રિય અને મન મળી અગીયાર.









સ્થિતિથી પ્રભુ દૂર હોય છે. પ્રાણી તથા વસ્તુ માત્રમાં તેનો સદા સર્વદા વાસ છે ખરો, પરન્તુ તેમની સામ્ય સ્થિતિમાં તેના સ્વરૂપનું પ્રતિબિમ્બ જોવામાં આવે છે. સ્વયં વેદ નેતિ નેતિ શબ્દો વડે જેનુ યશો ગાન કરે છે એવા અવર્ણનીય પવિત્ર પરમાત્માનું દર્શન, મન અખંડીત શાન્તિની સ્થિતિમાં હોય છે ત્યારેજ કરી શકે છે. ઈશ્વિર દર્શનની આ યોગ્યતા તેજ જ્ઞાની ધરાવે છે કે જે કેવળ શબ્દ જ્ઞાની નહી પણ પ્રજ્ઞાવન્ત અને પૂર્ણ બુદ્ધિશાળી છે. જેણે મનનો જય કરેલો છે, મનની લગામ બરોબર પોતાને આધીન રાખી છે અને સત્ અસત્ વસ્તુનો વિવેક કરી તત્વજ્ઞાન પ્રાપ્ત કરેલું છે, તેજ શ્રી વિષ્ણુના મહાન પદને પહોંચવા સમર્થ થાય છે. અભેદ ભાવથી એકાકાર થઈ પરબ્રહ્મમાં તેજ મળી જાય છે, ભકિત અને તે દ્વારા ઈશ્વિરપ્રાપ્તિ કરાવવાને મુખ્ય શાન્તિ, ક્ષમા, દયા,—ઈત્યાદિ સાત્વિક ગુણો શક્તિ માન છે અને તેનુંજ સેવન કરવુંજ જોઈએ.—

( પદ—રાગ જોગી. )

શાંતિ શાંતિ શાંતિ: શાંતિ શાંતિ:<br>
જોડું સદચિદ આનંદ કાંતિ. ટેક.




જાંહુાં મુકતોએ[1] ચિદ શકિત ગાઈ;
જાંહુાં મૂમુક્ષુએ[2] સ્થિતિ ચ્હાઈ. શાંતિ. ૧

જાંહુાં નિર્મળ નિત્ય નવાઈ;
જાંહુાં જોતાં જાઊં ન ધરાઈ. શાંતિ. ૨

જાંહુાં માયા ત્રિગુણી[3] ન મનાઈ;
જાંહુાં વ્યષ્ટિ[4] સમષ્ટિ સમાઈ. શાંતિ. ૩

જાંહુાં સૃષ્ટિ અનંત તવાઈ;
જાંહુાં સુક્ષ્મ બની તે સોહાઈ. શાંતિ. ૪

જાંહુાં વૃક્ષ સમાયુ બીમ્હાંઇ;
જાંહુાં બિમ્બ નિજાનંદ સાંઈ.[6] શાંતિ. ૫

---

૧ મોક્ષ પામેલાઓએ ૨ મોક્ષ ઇચ્છનારાઓએ.

૩ ઉત્પન્ન કરનારી શકિત-બ્રહ્મા-રજો ગુણ, પાલન કરનારી શકિત-વિષ્ણુ-સાત્વિક ગુણ, સંહાર કરનારી શકિત-શિવ-તમો ગુણ એ ત્રણે ગુણના જે માયા તે.

૪ બ્રહ્મ અને તેના પૃથક પૃથક ઘટ સાથે જે પૃથક પૃથક સબંધ તે અથવા એ સબંધ રૂપ જે શકિત તે; જીવ.

૫ બ્રહ્મ અને તેના ઘટઘટાનેકના સમૂહ સાથે જે સામટો ભેળો સબંધ તે અથવા એ સબંધ રૂપ જે શકિત તે; ઈશ્વર (એ બંને જાંહાં નથી તે ધામ).

૬ ધણી; ઇશ; બ્રહ્મ.

જાંહાં ત્રિપુટી ટળી એકી[7] છાઈ;
જાંહા તત્વમસી ન એકીધાઈ.[8] શાંતિ. ૬
જાંહાં મૂર્છા નલેશ જણાઈ;
જાંહાં શૂન્ય તોયે જ્ઞાન ભાઈ. શાંતિ. ૭
જાંહાં વસ્તુ સમય સ્થળ ન્હાંઈ;
જાંહાં કર્મ જાતી નહીં કાંઈ. શાંતિ. ૮
જાંહાં નહિરે આ ભવની ભવાઈ;
જાંહાં સંખ્યા કૃતી[9] તો લોપાઇ.[10] શાંતિ ૯
જાંહાં અંતે પ્રાણીઓની ક્રાંતી;[11]
તાંહાં મુક્ત નર્મદ સુકી ભ્રાન્તિ. શાંતિ. ૧૦

---

૭ (ત્રિપુટી મટી જઇને) ઐક્યતા છાંઈ રહી છે; ~~ઐક્યતાનું~~ આકાશ ચારે પાસ શામી રહ્યું છે; અહંબ્રહ્માસ્મિ, તત્વમસિ, સોહં બની રહ્યું છે.

૮ એકીની ભીડાભીડ; (જીવાત્મા ને પરમાત્મા એ બે જુદા નથી હોતા; દ્વૈતમાર્ગ-દ્વૈતમાર્ગનું નાટક જહાં નથી)

૯ સંખ્યા તે આકૃતિ-રૂપ રંગ. ૧૦ જતી રહી; ન દેખાઈ.

૧૧ પ્રસારો; આગળ વધવું તે; પોંહોંચવું તે, (છેલ્લે મુકામે); તારણ; મુક્તિ (લાક્ષણિક).



## કથા ૧૨ મી.

## સ્વાર્થ પરાયણુતા એ એક દુઃખનુ કારણ છે.

છપ્પો.

રહ્યો જેહમાં સ્વાર્થ દુઃખકારી થઇ પડશે
રહ્યો જેહમાં સ્વાર્થ ચિત્તને ડંખજ દેશે
રહ્યો જેહમાં સ્વાર્થ અવિચાર્યું થઇ જાશે
રહ્યો જેહમાં સ્વાર્થ સુખ વિનાશક થાશે
સ્વારથ જે ચીજમાં વસ્યો પીડારૂપ તે થાય છે
નિસ્વારથ સુખ આપતાં દુઃખ તણુ મૂળ જાય છે.

(પ્રીતિરૂ.)



પાંડવ કૌરવના મહાયુદ્ધ વખતે એક સમયે કુરૂક્ષેત્રના રણક્ષેત્રમાંથી શ્રીકૃષ્ણ અને અર્જુન ફરતા ફરતા બ્હાર નીકળ્યા. તેઓએ એક બ્રાહ્મણને બળતી ચિતાની આસપાસ, તેમાં પડી બળી મરવાની ઇચ્છાથી પ્રદક્ષિણા કરતો જોયો. જો તેમના આવી પહોંચવામાં થોડો વિલંબ થયો

હત તો કાંઈ વિપરિત પરિણામ આવત—બ્રાહ્મણ ચિતામાં પડી ભસ્મ થઈ ગયો હત.

મહાન્ શ્રીમદ્ ભગવદ્ગીતાનું જ્ઞાન ધરાવનાર અર્જુન, આ ગરીબ, પ્રાણત્યાગ કરવા તત્પર થયેલા બ્રાહ્મણની વારે દોડયો અને બોલ્યો કે:—"હત ભાગ્ય! શા માટે નિરાશાને આધીન થઈ આત્મ હત્યા કરવાને તત્પર થયો છે? હે બ્રાહ્મણ! તું વંદનીય છે તું આશાનો ત્યાગ નહી કર. હું તને મ્હારૂ અર્ધ રાજ્ય ને અર્ધ દ્રવ્ય આપીશ. તું હવે આ અઘટિત અઘોર કૃત્ય કરતો અટક."

બ્રાહ્મણે ઉત્તર આપ્યો "તું કોણ મને આવી રીતે અટકાવનાર છે? ત્હારો પૈસો, ત્હારૂ રાજ્ય—એ બધું તુંજ ભોગવ. મ્હારો વ્હાલો પુત્ર મરણ પામ્યો છે; તો હવે મ્હારે જીવવું શુ કામનું.? મ્હારે માટે તો આ અગ્નિ તૈયાર છે ને તેમાં પડી દુઃખનું દહન કરવું એજ રહ્યું છે. તું મને રોક નહી."

અર્જુન ગાંડિવ ધનુષ્યના બળે તેને બ્હાર ખેંચી લાવી પગે પડી ને બોલ્યો "હો બ્રાહ્મણ તને જોઇએ તે હું આપીશ પણ તું આ પાપ નહી કર."

બ્રાહ્મણ: "ભાઈ! એ કહેવું સહેલુંછે પણ હું સારી રીતે જાણુંછું કે જો ત્હારો પુત્ર મુર્ણ પામ્યો હત તો આજ અગ્નિએ તને પોતામાં સમાવ્યો હત."

અર્જુને દૃઢતાથી જવાબ આપ્યો "નહીજ, જો કદાપિ મ્હારો પુત્ર મરણ પામે તો હું તો આ પ્રમાણે નહીજ કરૂ એ તું સત્ય માનજે."

કૃષ્ણે હસતાં હસતાં કહ્યું "અર્જુન! આ સઘળું માત્ર બોલવામાંજ છે બીજું કાંઈ નથી."

બ્રાહ્મણે કહ્યું "મ્હારૂ દુઃખ તે મ્હારૂજ છે ને તે હુંજ સમજી શકુંછું. પણ હું બળી મરૂ તેમાં તમને શું છે? તમારે જેટલી વાતો કરવી હોય તેટલી કરો પણ મુને તો મરવાજ દ્યો. ખોટી ન કરો? અટકાવો નહી. હું ખાત્રીથી કહુંછું કે જો ત્હારો પ્રિય પુત્ર મુર્ણ પામે તો તું પણ મ્હારી માફકજ કરે, એમાં સંશય નથી. માત્ર બોલવુંજ સ્હેલું છે. પોતાના પગપર કુહાડો આવી પડે ત્યારેજ ખબર પડે.

મહાન્ વિચારવન્ત અર્જુને ઉત્તર આપ્યો. "નહી, નહીં, હું તેમ કદી પણ કરૂ નહી. હું વચન






આપુછું, હું પ્રતિજ્ઞા કરૂછું કે હું આ પ્રમાણે કરીશ નહીં, તે તું સત્ય માનજે.”

બ્રાહ્મણ:—“મને વચન આપશે.”?

**અર્જુન** પોતાના શબ્દોનુ સત્યપણુ સિધ્ધ કરવા **ગાંડિવને** નીચે મુકી તેની ઉપર ત્રણ વખત કુદ્યો કે તરતજ મહાન્ જાદુગર **શ્રીકૃષ્ણે** આ સ્વપ્ન ખેંચી લીધું. અગ્નિ તેમજ માયાવિ બ્રાહ્મણ અદૃશ્ય થઇ ગયા. પ્રતિજ્ઞા માત્ર રહી. **અર્જુને** કૃષ્ણ સામુ જોયુ, ને કૃષ્ણ પોતાના શ્યામ ચક્ષુઓ વિસ્તીર્ણ ઉઘાડી **અર્જુન** સામુ જોઈ રહ્યા. **અર્જુનની** તેના અત્યુત્તમ નિરસ્વાર્થીપણા માટે ઘણીજ સ્તુતિ કરી. હુતાશ થયેલો **અર્જુન** ગાંડિવ ધનુષ્ય ઉપાડતો કૃષ્ણ-સાથે કુરૂક્ષેત્રના રણ તરફ પાછો ફર્યો.

સંધ્યા સમયે સૃષ્ટીને સુવર્ણ મયી બનાવતો સૂર્ય અસ્ત થયો; ને સાથે સાથે ઉચ્ચ ભુમિમાં જવાને ઉત્સુક થયેલો **અભિમન્યુ** પણ ચક્રાવો ભેદતાં ભેદતાં દેહનો ત્યાગ કરી, અસ્ત થતા રવિ સાથે સંસારની દૃષ્ટિથી અસ્ત થઈ ગયો.

આ શોકજનક બનાવની ખબર પડતાંજ **અર્જુને** પોતા માટે ને પોતાના પ્રિય ગાંડિવ




ધનુષ્ય માટે એક મ્હોટી ચિતા ખડકવા હુકમ આપ્યો.

આ હુકમ સાંભળતાંજ, હસતાં હસતા કૃષ્ણે કહ્યું:–"હાં, હાં, હાં, બ્રાહ્મણને આપેલું વચન તું યાદ કર. એક બ્રાહ્મણ માટે એક વિચાર ને ક્ષત્રિય માટે બીજો વિચાર? બ્રાહ્મણને થયેલા દુઃખ માટે એક પ્રકારનો ઉપદેશ, ને તને પોતાને થતા દુઃખ માટે અન્ય પ્રકારનો ઉપદેશ? વાહ! આ કયો ન્યાય! કયો આચાર?"

**અર્જુન** આ શ્રવણ કરી મુગો રહ્યો. પોતાનાં સર્વ દુઃખ મનમાં ને મનમાં સમાવી દેવા પડયાં. એક શબ્દ પણ તેણે ઉચ્ચાર્યો નહી. તેમજ ચિતા સળગાવવા માટે પુનઃ આજ્ઞા પણ આપી નહી.

**અર્જુને** બ્રાહ્મણને દુઃખી ન થવાની સલાહ આપી હતી, પરન્તુ જ્યારે પોતાનો વારો આવ્યો ત્યારે તે પોતાનું દુઃખ સહન કરી શકયો નહી, તેનું કારણ શું હશે? તેનું કારણ એ કે હજુ સુધી **અર્જુનમાં** સ્વનો નાશ થયો ન હતો. મમત્વ તેનામાં હજુ તેમનુ તેમ હતું, ને પરિણામમાં જેમ બ્રાહ્મણને થયું, તેમ તેને પણ થયું. એ મમત્વને

ડબાવવાને, એ સ્વના પ્રભાવને બળે ઉત્પન્ન થતા સુખ દુઃખના ધ્વનીઓને શાંત કરવાને **ગીતાનું** શ્રવણ શકિતવાન નીવડયું નહી. આ મમત્વને શિથિલ કરવા કૃષ્ણની જાદુઇ સત્તાની ઘણી જરૂર હતી અને તે દૃષ્ટાન્ત રૂપે દેખાડવાને આ નુવિન નાટય ભજવ્યું. બોધ આપી તેના મનનો અંધકાર દૂર કર્યો ને જગત્‌ને શિક્ષા આપી કે સ્વાર્થ પરાયણતા આપણા સર્વ દુઃખનું કારણ ભૂત છે ને તેનાથી હમેશાં દૂર રહેવું.



કથા ૧૩ મી.

## બાળ તપસ્વી.



મ

હારાજા ઉત્તાનપદને સુરૂચી ને સુનીતિ નામની બે રાણીઓ હતી. તેમાં સુરૂચી માનીતી ને સુનીતી અણમાનીતી હતી. માનીતીને ઉત્તમ અને અણમાનીતીને ધ્રુવ નામે પુત્રો હતા.

એક સમયે રાજા સુરૂચીના પુત્રને ખોળાપર બેસાડી રમાડતો હતો, તેવામાં ધ્રુવ તેની પાસે આવ્યો. પાંચ વરસની ઉંમરનો રાજકુમાર ધ્રુવ પિતાના ખોળામાં બેસવા ઘણોજ ઉત્સુક થયો, રાજા ઉત્તાનપદને તેના તરફ અંતરમાં અપ્રિતિ ન હોતી. પરન્તુ તેની અપરમા તે વખત પાસે હોવાથી તેને ખોળે બેસાડવાની હીંમત થઇ નહી. મનમાં ધ્રુવ પ્રત્યેભાવ છતાં પોતાની પાસે આવવા ના કહી, સુનીતી પાસે જવા આજ્ઞા કરી.

માનીતી સુરૂચી બોલી: "છોકરા, ત્હારા પિતાના ખોળાપર કે રાજ્યાસનપર બેસવાની આશા રાખવી નહી; કારણ તું મ્હારે ઉદરે અવતર્યો નથી, મુર્ખ તું ત્હારી પદ્દવિ શું છે તે જાણ્યા પછી કાંઇ પણ ઈચ્છા કર. ત્હારી માતા એક ભીખારણ જેવી ને તું તેનો એક ભિક્ષુક પુત્ર છે."

પાંચ વર્ષનો અજ્ઞાન ધ્રુવ પણ આ અપમાનના શબ્દો સાંભળી શક્યો નહી. દોડતો દોડતો પોતાની માતા પાસે ગયો ને તેની છાતીએ વળગી રડવા લાગ્યો.

સુનીતી બોલી: "વ્હાલા પુત્ર! તને કોણે રડાવ્યો. કોણ ક્રુરે ત્હારા ચક્ષુ અશ્રુથી ભીંજવવા જેવાં કુવચનો કહ્યાં.?"

રડતાં અને ડુસકાં ખાતા દુ:ખી થયેલા ધ્રુવે સર્વ વિતક કહી સંભળાવી. ગરીબ માતાએ જળ-પૂર્ણ નેત્રે જવાબ આપ્યો "વ્હાલા બાલ! ઈશ્વરની પ્રાર્થના કર કે તને આ સૃષ્ટિપરના સર્વ નૃપતિઓ કરતાં શ્રેષ્ટ પદ્દવિ આપે."

ધ્રુવે કર જોડી પુછ્યું "મા, ત્હેં કહી તે પદ્દવિ મ્હારા સ્વબળે મેળવવી જોઇએ, બોલ! તે હું શી રીતે પ્રાપ્ત કરૂ?"

પુત્રવત્સલ માતાએ સજળ નેત્રે કહ્યું "મ્હારા નિર્દોષ નિરાધાર બાલક! નિરાધારનો આધાર એક ઈશ્વર માત્ર છે, તે તને સાહ્ય થશે. ત્હારે ઉત્તમ પદ મેળવવાને પરમકૃપાળુ ભકત વત્સલ ભગવાન શીવાય બીજુ કોઈ સાધન નથી. વ્હાલા! આ સંસારમાં પ્રાપ્ત થતી લાખો નિરાશાઓમાં આજ એક અમર આશા—પર આધાર રાખવાનો છે. પુત્ર તને હું બીજી શી સલાહ આપુ? હરિને ભજ—તેજ ત્હારી સર્વ ઈચ્છા પૂર્ણ કરશે."

* "મન મ્હારૂ હવે હરિચરણે; હરિચરણે હું છુ શરણે;" એમ ઉચ્ચારતો, ઉચ્ચારતો ધ્રુવ ત્યાંથી ચાલી નીકળ્યો. ચિંતાતુર ચ્હેરે શહેરની આસપાસ ભટકવા લાગ્યો. માર્ગમાં તેને દેવર્ષિ નારદમુનિ મળ્યા. અજ્ઞાન બાળકે નારદજીને દીનતાથી પુછયું, "મહારાજ હરિ કયાં મળશે?" મહર્ષિ કોમળ બાળકના મુખમાંથી નીકળતા આ શબ્દો સાંભળી સાનંદાશ્ચર્ય પામ્યા. અને હરિ શોધવાનુ પ્રયોજન પુછતાં, રાજ મેહેલમાં માતા પિતા પાસે બનેલી બીના સાંભળી; અને આ મહત્ કાર્ય માટે આ પાંચ વર્ષના છોકરાની દૃઢતા જોઈ પ્રસન્નતા-

* કેશવ કૃતિ.

થી ઉત્તર આવ્યો "છોકરા જો તું હરિને જોવા ઈચ્છતો હઉ તો સિદ્ધો અરણ્યમાં જા ને ત્યાં પવિત્ર ચિત્તે પ્રાર્થના કરી તેને ત્હારી પાસે બોલાવ. અવશ્ય તે ત્હારી સમક્ષ આવશે. કેમકે ભકતવત્સલ ભગવાન સદા ભકતાધીન છે. તે પોતાના ભકતોથી કદી પણ વિમુખ રહેતા નથી."

હરિને શોધવાને ઉત્સુક બનેલો બાળક નારદને નમન કરી "મન મ્હારૂં હરિ ચરણે" એવું રટન કરતો ઘેર આવ્યો. અને એકાંત નિર્જન અરણ્યમાં જઈ હરિ સ્મરણ કરવા પોતાની ઈચ્છા તથા નારદજી સાથેની વાતચિત માતાને કહી. સુનીતીએ ઘણું સમજાવ્યો, પણ પુત્ર એકનો બે થયો નહી. તેની આવી દૃઢતા જોઈ પોતે પણ તેની જોડે વનમાં જવા તૈયાર થઈ. મધ્યરાત્રીએ દુઃખી માતા અને પુત્ર રાજ્યધાની ત્યજી નિર્જન વનમાં દાખલ થયાં. રાજ માતાએ ઘાસપાનની મઢુલી બનાવી, અને બાળક ધ્રુવ હરિ સ્મરણ કરવા ત્યાંથી થોડે દૂર આગળ ગયો.

અરણ્યમાં વનલતા અને વૃક્ષઘટાની રચના અલૌકિક હતી. વેલાઓએ એકમેકમાં ગુંથાઈને અને ડાળીઓએ પરસ્પર જોડાઇ તરૂઓપર ગહન

અભેદ્ય ઘટા પાથરી દીધી હતી; અને સર્વ વનને લતા મંડપનું રૂપ આપી દીધું હતું. સૂર્ય દેવના કીરણો પણ અંદર ભાગ્યેજ પ્રવેશ કરી શકતાં, અને તેને ભેદી દાખલ થવાના મિથ્યા પ્રયાસ કરતાં કરતાં નિષ્ફળ થવાથી વૃક્ષોની ટોચોપર બેસી વિરામ લેતા હોય તેમ દિવસ ગાળતા, અને સાયંકાળ થતાં નિરાશ થઈ અલોપ થઇ જતાં. સુંદર રંગબેરંગી વિહંગોનો કલ્લોલ મનને આનંદ આપતો; તો વળી હીંસક જનાવરોના ભયંકર બરાડાઓથી ભય વ્યાપતો. આવા આ એકાકી અરણ્યમાં એક પણ મનુષ્ય નજરે પડતું નહોતું.

ઝેરી સર્પો અને પ્રાણઘાતક સિંહ વ્યાઘ્રાદિ પશુઓના આવા ભયાનક નિવાસ સ્થાન, આ અગાધ રાનમાં રાજવંશી, કોમલ, બાળક, ધ્રુવ એક વિશાળ વૃક્ષ હેઠળ પદ્માસન વાળી. ચક્ષુઓ બંધ કરી મનમાંને મનમા શ્રી હરિને પોતા સન્મુખ આવી દર્શન દેવા પ્રાર્થના કરતો બેસતો હતો.

પુરાણ પ્રજ્ઞ પુરૂષો કહે છે કે, દિવસોના દિવસ, મહિનાના મહિના, આમ શ્રી હરિનું ધ્યાન કરતાં, કરતાં, વ્યતિત થયા; પણ તે બાળક અશ્રુપૂર્ણ નેત્રો ઉઘાડયા વગર શાંત વૃત્તિથીં જેમનો

તેમ સ્થિર બેશી રહ્યો;— અહર્નિશ પ્રાર્થના કરતા આ બાળકના ખરા અંતઃકરણની ભકિતને અનુરૂપ થવા કોઈ પણ દેખાયું નહી, જીભ કહાડતા, હાડ ધ્રુજાવનારી ગર્જના કરતા અને પોતાનું ભયંકર સ્વરૂપ દાખવતા, પુછડી હલાવતા, ફાડીખાનારા રાની પશુઓ આસપાસ ફરતા હતા અને રીંછ, સિંહ વ્યાઘ્રાદિ ક્રૂર પશુઓ ડોળા ઘુરકાવતાં ડોકીયાં કરતાં હતાં. ધ્રુવ તેથી ડર્યો નહીં; ડગ્યો નહી, કોઇ ચમત્કારથી કોઇપણ પ્રાણી પાસે આવી શકતુ ન હોતું, સર્પો, ફણીધરનાગો, ક્રોધિત થઈ ફુંફવાડા મારતા આસપાસ ભમતા; પણ આ ખરા બાલ તપસ્વી-ભકતની ભકિતમાં ભંગ પાડી શકતા નહોતા. તે તો ધ્યાનમાંજ મગ્ન થઈ મીચેલે નેત્રે મ્હોટે મ્હોટે બુમ પાડતો, ઓ કમલ નયન શ્રી હરિ! મને દર્શન આપ, મને દર્શન આપ. ત્હારૂ આનંદકારી મુંખડુ મને કેમ બતાવતો નથી.”

ભકત વત્સલ પ્રભુ આવા નિર્દોષ બાળકની વ્હારે આવ્યા શીવાય કેટલો વખત રહી શકે? અંતે પ્રભુ પધાર્યા—અચાનક પ્રગટ થયા ધ્રુવને દર્શન દીધાં. ભયંકર વનમાં આનંદ, આનંદ વ્યાપી રહ્યો. દિવ્ય તેજથી આખુ અરણ્ય ઝળહળી રહ્યું. સર્વત્ર આનંદની મંગલમય છાયા પથરાઈ.

મહાન પ્રભુએ, પ્રસન્ન થઇ આશીષ આપી, વર માગવા કહ્યું.

ધ્રુવે—મહાન્ ભક્ત બાળક ધ્રુવે સજળ નેત્રે હરિચરણમાં મસ્તક મુકતાં ઉત્તર આપ્યો, "ઓ મ્હારા હરિ!! કમળનયન પ્રભુ!!! મ્હારી એવી ઇચ્છા છે કે આ સૃષ્ટિના સર્વ રાજાઓ કરતાં મને ઉંચી પદવિ મળે."

શ્રી હરિ તથાસ્તુ કહીને અંતર ધ્યાન થઈ ગયા. ધ્રુવ ઈશ્વર સ્તુતિ ગાવા લાગ્યો.

પદ* (આરતી.)

"જય જગદીશ હરે, જય જગદીશ હરે; (ટેક)
ભક્ત જનનકે સંકટ (૨) ક્ષણમે દૂર કરે. જય. ૧
જો ધ્યાવે ફળ પાવે, દુઃખ વિનશે મનકા; (૨)
સુખ સંપતિ ઘર આવે (૨) કષ્ટ મીટે તનકા. જય. ૨
માત પિતા તુમ મેરે, શરણ ગહું કિસકી; (૨)
તુમ બિન ઔર ન કોઇ (૨) આશ કરૂં જીસકી. જય. ૩
તુમ પૂરણ પરમાત્મ, તુમ અંતર યામી; (૨)
પરબ્રહ્મ પરમેશ્વર (૨) તુમ સબકે સ્વામિ. જય. ૪
તુમ કરૂણા કે સાગર, તુમ પાલન કરતા; (૨)
મૈં મૂરખ, ખલ કામી (૨) કૃપા કરો ભરતા. જય. ૫

* ગણેશલાલ,—સત્સંગ શિરોમણિ.

તુમ હો એક અગોચર, સબકે પ્રાણ પતિ; (૨)
કિસ બિધી મિલું દયા મય (૨) તુમકો મૈં કુમતિ. જય. ૬
દીન બંધુ દુઃખ હર્તા, તુમ રક્ષક મેરે; (૨)
કરૂણા હસ્ત ઉઠાવો (૨) દ્વાર પડા તેરે. જય. ૭
વિષય વિકાર મિટાવો, પાપ હરો દેવા; (૨)
શ્રધ્ધા ભક્તિ બડાવો (૨) પ્રૂજ મનુકી સેવા. જય. ૮

× × × ×

એક દિવસે મહર્ષિ નારદ રાજા ઉત્તાનપદ પાસે આવી પહોચ્યા, અને ધ્રુવજીનું વૃતાંત વિદિત કરી કહ્યું "તમારા પુત્રની પ્રેમયુક્ત અનન્ય ભક્તિથી પ્રસન્ન થઈ, સાક્ષાત શ્રી હરિએ તેને દર્શનઆપી વરદાન દઈ આ સૃષ્ટિમાં સર્વોત્કૃષ્ટપદ અર્પણ કર્યું છે. હે, રાજન! ત્હારૂ રાજ્યપાટ, ઘરબાર, કુટુમ્બ, મિત્ર સર્વ ધ્રુવના ચરિત્રથી આજે પવિત્ર થયાં છે. માટે સત્વર વનમાં જઈ તેને માન આપ એ ભક્ત બાળના જન્મથી આજે અખિલ વિશ્વ કૃતાર્થ થયું છે."

આ સાંભળતાં આખી રાજસભા સાનંદશ્ચર્યમાં પડી સ્તબ્ધ બની ગઈ. પરન્તુ જરા પણ વખત ન ખોતાં પટરાણી સુરૂચી, પાટવી કુમાર ઉત્તમ, સભાજનો, સૈન્ય અને પ્રજાજનોને તેડી રાજા

ઉત્તાનપદ રાણી સુનીતીના નિવાસ સ્થાન—મઢુલી પાસે આવ્યો. પ્રેમ પુર્વક ધ્રુવને ભેટતાં સર્વના નેત્રો હર્ષાશ્રુથી ભીંજાઈ ગયાં. પોતાના નિર્દય, કઠોર શબ્દો માટે રાજાએ વારંવાર સજળ નેત્રે માફી માગી, પોતાની છાતી સરસો ચાંપી, હર્ષચુંબન કરતાં કહ્યું "પુત્ર તું સર્વને આશીષ આપ. ત્હારામાં વિશ્વપતિની પૂર્ણ વિભૂતિ છે. ત્હારા આશીર્વાદથી અમોને શાંતિ થશે. ત્હારા આશીર્વાદ મહાન્ હરિના આશીષ જેવા છે. કેમકે તું તેનો અનન્ય ભકત છે. રાણી સુરૂચી પણ પોતાના કઠોર શબ્દો માટે ક્ષમા માગતી ધ્રુવને વિનવવા લાગી.

સર્વ પાટનગરમાં આવ્યાં. મહારાજા ઉત્તાનપદે ધ્રુવને રાજ્યાભિષેક કરી, ઉભય પત્નીઓ સાથે અરણ્યવાસ કર્યો. ધ્રુવે ઘણા વર્ષ સુધી રાજ્ય કરી દેશને સમૃદ્ધિવાન અને સુખી બનાવ્યો.

દોહરો.

રામનામ સૌએ લહે, ઠગ ઠાકરને ચોર<br>
જેણે ધ્રુવ પ્રલ્હાદજી, તર્યા નામ તે ઓર.



## કથા ૧૪ મી.

## સંસારની માયા.

Earth is an island posted round the fears;
The way to Heaven is through the sea of tears;
It is a stormy passage where is found.
The wreck of many a ship but no man drowned.

*(The awakened India)*



યોગવસિષ્ટ તથા ગીતામાંના બોધ પ્રમાણે કર્મ એ વાસનાથી ઉદ્ભવતો મનનો સંકલ્પ છે. એ (યોગવાસિષ્ટ તથા ગીતા) નીતિશાસ્ત્રમાં ખુલ્લે ખુલ્લુ જણાવ્યું છે કે કર્તવ્યની ખરી લાગણીથી કરેલ કાર્ય, (પછી તે કાર્ય કરવામાં સમજ ચુક થઈ હોય તોપણ) તેના કરનારની નીતિ, પ્રકૃતિને બગાડતું નથી. અલબત, થયેલ દોષને માટે તેને દુઃખ સહન કરવું પડે, પણ તેથી કરીને તેના

જીવાત્માને અધો ગતિ થતી નથી. શું! કર્તવ્યની ખરી લાગણીથી કરેલ કાર્ય જીવાત્માને અધોગતિ આપે છે? જીંદગાનીના સર્વ બનાવોમાંથી બોધ ગ્રહણ કરવો એ જરૂરનું છે. અતિ પ્રિય મિત્રના વિયોગના પ્રસંગમાંથી પણ બોધ ગ્રહણ કરવાનો છે ને એ બોધ નીચેની વાર્તામાં મળી આવે છે:—

એક બ્રાહ્મણ કાન્ચનપુરીમાં રહેતો હતો. વિદ્યાના સારા સંસ્કાર તેને થયા હતા. પરન્તુ સંસારની દરેક વસ્તુમાં એટલો બધો આસકત રહેતો કે પોતાનુ ઘરબાર છોડી કોઇપણ વખત બ્હારગામ જતો નહી. તેને એક પ્રેમસાગર નામનો મિત્ર હતો; ને દિવસના ઘણો ખરો કાળ તેની સાથે તે ગાળતો. હમેશ મુજબ તેનો મેળાપ ન થાય તો તેને ચેહેન પડતું નહી. જેના ઉપર મોહમાયાની સત્તા પથરાયલી છે, વિલાસ સુખમાં જે પોતાને અતૃપ્ત માને છે તેના આગળ ગમે તેવી જ્ઞાન કથાનું કિર્તન થાય તો તેને શી અસર થવાની? તે ગીતા જેવા પુસ્તકો વાંચતો, પણ તે વાંચનજ હતું. પઠન કે મનન નહી. 'कोहं कोत्वं कोमे भ्राता' વિગેરે શંકરાચાર્ય રચિત જ્ઞાનના પવિત્ર શ્લોકો બોલતો. પરન્તુ વૃધ્ધાવસ્થા સાનિધ્ય આવવા છતાં મોહવિરકત થયો

નહી. એક દિવસ એમ બન્યું કે એકાએક પ્રેમસાગરને અનિવાર્ય કારણે બ્હારગામ જવાની જરૂર પડી ને એક દિવસનો વાયદો કરી મિત્રની રજા લઈ નીકળયો. બ્રાહ્મણને મિત્રનો વિરહ સહન થયો નહીં, પણ ગમે તેમ કરી બીજા દિવસના આવવાના આશ્વાસનથી શાંત રહ્યો; પરન્તુ પ્રેમસાગર તો જે ગામમાં ગયો ત્યાંનો ત્યાંજ ઢળી પડયો; ને મિત્રને મળવા આવવાનું બન્યુજ નહી. પરિણામ એ થયું કે બ્રાહ્મણના, આજ ન આવ્યો તો કાલે જરૂર આવશે, એમ આશામાં ને આશામાં ઘણા મહિનાઓ નીકળી ગયા. અંતે તે નજ આવ્યો ને દિવસ દિવસનું કામ કરે તેમ તેને તે ભુલી જવા લાગ્યો; ને મિત્ર મેલાપનો અવકાશ અધ્યયનમાં વધારો કરવા લાગ્યો. એમ કરતાં કરતાં પ્રેમસાગરને ભુલ્યો-ભુલ્યો તે ભુલ્યોજ. અધ્યયનથી તેના ચક્ષુ ઉઘડયાં. ને ગીતા જેવા પવિત્ર પુસ્તકોએ તેના મનમાં ઠસાવ્યું કે માયા મૃગ જળ છે. જેના વિના એક ક્ષણભર ચેહેન પડતું નહોતું તેના વગર આટલા બધા દિવસોના દિવસો સુધી ચાલ્યું, તો જે સંસારની વસ્તુ તરફ આપણે આસકત હઈએ, તેને દૂર કરી-તેના સંસર્ગમાં ન રહીએ—ને સંસારમાં ન

ફસાવનાર સ્નેહને વળગી રહીએ—તો પછી વિ-
યોગનું સાલ મનુષ્યને દુઃખ આપે નહી. પોતાને
એવું જ્ઞાન પ્રાપ્ત થયું કે ગૃહવ્યવહારમાં તે શૂન્ય
થઈ ગયો. સાંસારિક વસ્તુથી પરિવૃત થયેલા
બ્રહ્માણે મન ઉપર એવો કાબુ મેળવ્યો કે ઘરમાં
રેહવા છતાં વિરક્ત દશા તે ભોગવવા લાગ્યો.
એક દિવસે તેની સ્ત્રી મદનાએ તેને પ્રશ્ન
કર્યો—કે મિત્રની જંખના કરનાર પતિ!—હવે
પ્રેમસાગરને વિસારી દીધો કે શું? કોઈ દિવસ
સંભારતા હો એમ હું જાણતી નથી. પ્રથમ તો તેને
ઘણુ યાદ કરતા હતા. ને હવે તો છેકજ પડતા
મુકયા. તેના પતિએ ઉત્તર આપ્યો:—એ દિવસો
ગયા, ને હવે તો તે પ્રેમ અન્ય ઉત્તમ અને દુર્લભ
વસ્તુ તરફ લગાડીએ છીએ. ત્હારો સંસર્ગ પણ
મને હવે જોઈતો નથી. અમે તો હવે નિરંજન
નિરાકારના પ્રેમમાં ફસાવવું સારૂ ગણીએ છીએ.
મિત્રના વિયોગે આ શ્રેયસ્કર માર્ગ હાથ લાગ્યો ને
જ્ઞાનના આનંદમાં ઝોકાં ખાઈએ છીએ. બાકી આ
સંસાર અંતે મિથ્યા છે. જગત ભયથી પૂર્ણ છે ને
તેમાંથી સહીસલામત નીકળી જવાનો રસ્તો અનેક
દુઃખોથી પરિવૃત થયેલો છે અને એવો વિકટ છે કે

તે મેળવતાં જ્ઞાનીઓને ગોથાં ખાવાં પડયાં છે, પરન્તુ અંતે તે રસ્તો વિનાશી નથી. આત્મજ્ઞાનનો બોધ થતાં મનુષ્ય અંતે નિરવધિ સુખને પામે છે. બ્રાહ્મણ વૃધાવસ્થામાં જ્ઞાની થયો ને તેજ જ્ઞાંનથી આ ક્ષણભંગુર દેહથી મુકત થયો.

આત્મ સત્તા આગળ, કાળ અને સ્થળ શી ગણત્રીમાં છે? એ કાળ અને સ્થળ માત્ર મગજની નબળાઈ—મોહ જાળ છે. મનની નબલઈથી ખરાપણાનુ રૂપ ધારણકરેલ એ જીવાત્માને બંધન કરનાર મોહ જાળ છે.

સારમાં સાર એજ કે વિયોગ દુઃખ–આત્મ આનંદમાં રહેવા બોધે છે.



## કથા ૧૫ મી.

## સંસારની માયા—અનું સંધાન.

The web of our life is of a mingled yarn, good and ill to-gether: Our virtues would be proud, if our faults whipped them not, and our crimes would despair if they were not cherished by our virtues.

(All's well that ends well.)

*Shakespear.*

वाये नादानीके वक्ते मर्गये साबीत हुवा
ख्वाब था जो कुछ के देखा, जो सुना अब सानाथा. १
ये दर्द! बहोत कीया परेखा हमने
देखा हय, अजब यांहाका लेखा हमने।
बिनाइ नथी तो देखते ते सबकुछ
जब आंख खुली तब कुछ नहीं देखा हमने ॥

---

१ મને મ્હારી નાદાનીપર અફસોસ થાય છે કે મરતી વખતે એમ જાણ્યું કે જે કાંઈ દુનીયામાં હું જોતો હતો તે સ્વપ્ન હતું ને જે કાંઇ સાંભળતો હતો તે એક જુઠી વાત હતી.

મનુષ્ય જે જે દુઃખો સહન કરે છે તે દુઃખો તેને લાભ કરતા થઇ પડે છે ને એ વિચારથી દુઃખને માટે બડબડવું અયોગ્ય છે; એટલુંજ નહી પણ ખરા ભકતને અંગે એવો કોઈ બનાવ બનતો નથી કે જે તેના ઈષ્ટદેવની ઈચ્છા વિરૂધ હોય, એટલું જાણ્યા પછી દરેક દુઃખકારક બનાવ આત્મ-ઉન્નતિ અને મનુષ્ય સુધારણાર્થે બને છે એમ આ-પણે ગણવું જોઈએ એ વિષે એક નીચેનું દૃષ્ટાન્ત સાર રૂપે છે:—

શ્રી સુદામા **શ્રી કૃષ્ણ ભગવાન**ના પરમ ભકત, સહાધ્યાયી ને ગાઢ સ્નેહી હતા. યાચના શીવાય જે કાંઈ મળતું તેપર પોતાનો નિર્વાહ કરતા હતા.

[1]અજાચક વૃત પાળે સુદામો હરિ વિના હાથ ન ઓડે
આવી મળ્યું તો અશન કરે, નહી તો ભુખ્યા સાથરે પોડે.

જ્યારે પૂરમાંથી અન્ન મળતું બંધ થયું. છોક-રાંને ને સ્ત્રીને ચાર ચાર ઉપવાસ થયા—તેમનું પોતાનું તો કહેવુંજ શું?—તેની પતિવ્રતા સ્ત્રી જ્યારે બહુ કરગરી ત્યારે આવા અસહ્ય દુઃખને લીધે ભક્તવત્સલ ભગવાન યાદ આવ્યા ને પોતાને ગુરૂ-જીને ત્યાંથી છુટા પડતી વખતે

1 કાવ્ય દોહન ભાગ ૧.

[1]"કૃષ્ણ સુદામો ભેટી રોયા બોલ્યા વિશ્વાધાર
મનુભાવ ફરીને મળજો, માગુછું એકવાર."

આ મિત્રના કરેલા ઉદ્‌ગાર સ્મૃતિમાં આવ્યા. 'એકજ ગુરૂના બે વિદ્યાર્થી હતા તેમાં તેને આટલો વૈભવ ને મ્હારે પુરૂ અન્ન પણ નહી; ને આવો દરિદ્ર અવસ્થામાં તેના આગળ જઈ મામ મુકવાનો પ્રસંગ આવ્યો' આ વિચારથી સુદામો બહુ દુઃખી થયા. પણ રૂષિને જ્ઞાન આવ્યું કે "હું તો અલ્પજીવ ને એ તો સાક્ષાત ભગવાન્ છે ને એની ઈચ્છા વિરૂદ્ધ હું શું કરી શકવાનો છું?" પછી છોકરાં તથા સંસાર વ્યવહારને પોષણ કરવાના સ્ત્રીના કળકળાટને દુઃખે શ્રી સુદામો દ્વારિકાં ગયા. શ્રી કૃષ્ણને મળયા ને ફળ એ મળ્યું કે ભગવાને તેમની સુશ્રુષા એક સેવક કરે તેમ કરી તેમની દરિદ્રતા નાશ કરી, સ્વર્ગ વૈભવ સુખ આપ્યું. સુદામા ઈશ્વરનું સ્મરણ કરતાં પરમપદ પામ્યો. સુદામા ચરિત્ર સૌ કોઈના ઘરમાં ગવાય છે એટલે માત્ર ટુંક સાર આપ્યો છે ને બોધ એ લેવાનો છે કે અતિ દુઃખ સહન કરનાર મનુષ્ય

[1] કાવ્ય દોહન સુદામા ચરિત્ર.

ઉંચુ સુખ પ્રાપ્ત કરે છે. દુઃખમાં પ્રાણી ઇશ્વરનો વિચાર કરે છે—તેને ભક્તિથી જુએ છે—ને એજ ભક્તિ તેના પરમ સુખનુ સાધન બને છે.

જ્યારે દુઃખ આપણા આત્માની ઉન્નતિ કરવાનું અને ઇષ્ટ દેવની ઇચ્છા પૂર્ણ કરી તેના ચરણ કમળ પાસે લઈ જવાનું સાધન છે તો તે દુઃખથી આ આપણા ક્ષણભંગુર શરીરને જે લાગણી થાય તેની શી વિશાત ગણવી?

દુઃખનું તથા બાહ્ય સ્થિતિમાં થતા ફેરફારોનું શું રહસ્ય છે?

જેટલું દુઃખ સહન કર્યું તેટલા અનિષ્ટ કર્મનો ક્ષય તથા તેટલો અનુભવ મેળવ્યો સમજવો.

આ પાપીક ઝાંઝવા જેવાં ખોટા દુઃખમાં શાંતિ આપનાર ઉપર દર્શાવેલા વિચાર શું પુરતા નથી? જ્યારે એક માણુસ દુઃખનુ રહસ્ય સમજી દૃઢ આસ્તા રાખે છે ત્યારે તેને દુઃખ કેવું મધુરૂં લાગે છે? અજ્ઞાની અને નાસ્તિકની હાયવરાળ અને તેના દુઃખનુ રહસ્ય જાણનાર દુઃખમાં કેટલો મહાન ફરક?

એવા દુઃખનુ રહસ્ય જાણનાર મહાત્માઓ પોતાના મનુષ્ય બંધુઓને હાયવરાળમાંથી છોડવવાને પોતાપર આખા જગતનું દુઃખ વ્હોરી લે છે. તમોરે માત્ર દૃઢ શ્રધ્ધા અને ભકિત રાખવી, અને પ્રેમ તથા સત્યના રસ્તાથી ડગવું નહીં; એજ તમારૂ કર્તવ્ય છે. બાકી સર્વ તમારા દયાળુ ઈષ્ટ કરી લેશે.

આ સર્વ વિષય સર્વને સુવિદિત છે. માત્ર જ્ઞાનની પુષ્ટિ અર્થે અત્રે આ વિવેચન છે. કારણ ઘણી વખત આવી-ઉત્તમ શિક્ષાઓ આપણે ભુલી જઈએ છીએ, નવા સત્યો તમારા દીલમાં ઉતારવાને બદલે જે ઉત્તમ શિક્ષાઓનો તમને બોધ હોય તે દુઃખને બદલે યાદ આપવી એ મિત્રનો ધર્મ છે.

પોતાના ભર્તા યુધિષ્ઠર જ્યારે મહા સંકટથી વ્યગ્રચિત થતા ત્યારે દ્રોપદી તેનું એજ પ્રમાણે સાંત્વન કરતી અને વશિષ્ટને પોતાના બાલકોના મર્ણથી જે વેદના થતી તે વખતે પણ એજ પ્રમાણે સાંત્વન કરવું પડયું હતું.

ખરેખર, **સંસારની માયા** અકથ્ય છે; એક દૃષ્ટિએ વિચાર કરતાં તે કેટલી ભવ્ય અમે સુંદર

દેખાય છે ને બીજી દૃષ્ટિએ તે કેટલી ભયંકર ને મલીન જણાય છે? ખરેખર, **માયા** એજ સુર્વગહ્ન, અકલિત ભેદનો ભેદ છે; ને જે મનુષ્ય એ ભેદનો ભરમ બરોબર સમજી શકયો તેજ બ્રહ્મ રૂપ તેજો-મય થયો.



## કથા ૧૬ મી.

## કાળી.



ચતા પાટ પડેલા શિવજી ઉપર ઉભેલી કાળીનું ચિત્ર--ક્રોધ અને ધિક્કારની મહાન જરૂરીયાત દર્શાવનારૂ રૂપક છે. કાળુ સ્વરૂપ ક્રોધ દર્શાવે છે અને વિવિધ આયુધો શક્તિ દર્શાવે છે. આખા ચિત્રનો મર્મ એજ છે કે જ્યાં સુધી એક મનુષ્યમાં ક્રોધ, પ્રીતિ અને શારીરીક શકિત હોય ત્યાં સુધી તેમનો ઉપયોગ શરીરના બીજા હવસ તથા કામનાઓને દાબી દઈ તે ઉપર વિજય મેળવવા કરવો.

જ્યાં સુધી આપણામાં મનનુ સમતોલપણુ આવ્યું નથી અને ડાહપણુ આપણાથી દૂર છે ત્યાં સુધી આપણી કામનાઓ દાબીએ છીએ. આપણી દૂર્વાસનાઓને આપણા ક્રોધથી આપણે દાબીએ છીએ. અને મ્હોટાઈના વિચારથી આપણા શરીર તથા મનને અયોગ્ય રસ્તે જતાં અટકાવીએ છીએ.

અને એ પ્રમાણે સદ્વર્તનની સીઢીને પ્હેલે પગથીએ પ્હોચીએ છીએ.

જ્યારે કોઈ આ પ્રમાણેના સદ્વાંચ્છના અને દુર્વાંચ્છનાના યુધમાં ઘુમતા હોય છે, ત્યારે તે પોતાના ખરા સ્વરૂપ—આત્માને ભુલી જાય છે એટલુંજ નહી પણ આત્માને પગ તળે કચરી નાંખે છે; અને યુદ્ધમાં જ્યાં સુધી તે દુર્વાચ્છનાનો પરાજય કરે નહી ત્યાં સુધી તેને પોતાના સ્વરૂપનુ ભાન થતુ નથી; અને તેજ પ્રમાણે સઘળા દૈત્યોનો (અંહકારનું રૂપ) સંહાર થઇ રહે છે ત્યાં સુધી શિવને પોતાના પગ તળે કાળી દાબી રાખે છે. પરન્તુ જેવો સઘળા દૈત્યોનો સંહાર પૂર્ણ થયો કે તરતજ પોતાના અવિચારી ક્રોધને માટે કાળી શરમાઈ જાય છે.



## કથા ૧૭ મી.

# ખરી ફરજ–ખરો ધર્મ.



એક યુવાન સન્યાસી અરણ્યમાં જઈ તપ અને યોગાભ્યાસ કરવા લાગ્યો. બાર વર્ષ સુધી અખંડ તપ કર્યા પછી એક સમયે તે એક આમ્રવૃક્ષ નીચે બેઠો હતો તેવામાં તેના જટાધારી મસ્તકપર કેટલાં સુકાં પાંદડાં પડયાં. ઉંચે નજર કરી તો એક કાગડાને ને સારસને લડતાં દીઠાં તેમનાં પર તેને ક્રોધ ચઢયો અને કોપિત દૃષ્ટિ ફેંકી ભવાં ચઢાવી બોલ્યો:—"શું તમે મ્હારા મસ્તકપર સુકાં પાતરાં નાંખવાનું ઔદ્ધત્ય કર્યું છે?" આ શબ્દો એના મુખમાંથી નીકળતાંજ તેઓ તેના યોગબળના પ્રભાવે બળી ભસ્મ થઈ વૃક્ષપરથી નીચે તુટી પડયાં.

પોતાની શક્તિ આટલી હદ સુધી વધેલી જોઇ તેને હર્ષ વ્યાપ્યો. થોડા કાળ પછી એક સમયે તે ભિક્ષાવૃત્તિ માટે શહેરમાં ગયો. એક ઘર પાસે

જઈ અલખ જગાવી ભિક્ષા માગી, "ભિક્ષાન્ દેહી; માતા ભિક્ષા આપો." અંદરથી પ્રત્યુત્તર મળયો, "બેટા, જરા સબુર કર."

આ સાંભળતાં સન્યાસીને ક્રોધ થઈ આવ્યો, ભ્રમર ચઢાવતો મનમાં બબડયો :--"અરે આ કંગાળ અધમ સ્ત્રી મને થોભવાનું કહેવાની હિમત્ત કરે છે? એ હજી મ્હારી સત્તાથી તદન અજ્ઞાત છે." હજુ તો મનમાં આ વિચાર કરે છે એટલામાં ઘરમાંથી પાછો સ્વર સંભળાયો :—નાદાન, મૂર્ખ, તરૂણ સન્યાસી! તુ ક્રોધી બની વિચાર વમળમાં ગોથાં નહી ખાતો. અહી સારસ કે કાગ નથી, જે ત્હારા કોપથી બળી મરશે."

આ શબ્દો કર્ણગોચર થતાંજ સન્યાસી આશ્ચર્યમાં ડુબ્યો, અને તેનો ક્રોધ શાન્ત થયો—તે શબ્દો પર મનન કરતો ક્ષણવાર થોભ્યો, ત્યાં તે સાધ્વી બ્હાર આવી, તેને પગે પડતાં આ સન્યાસી બોલ્યોઃ- "માતાજી! આ તમે કેવી રીતે જાણ્યુ?"

સાધ્વીએ તેને ઉઠાડતાં ઉત્તર આપ્યો :— "પુત્ર! હું ત્હારા યોગ કે તપને જાણુતી નથી. હું તો એક સાધારણ સ્ત્રી છું. મ્હારા સ્વામીની પ્રકૃતિમંદ હોવાથી તેમની સેવામાં ગુંથાયલી હતી, ને

તેને લીધે તને સહુજવાર સબુર કરવા કહ્યું, ને આટલી વાર સુધી ખોટી કરી રાખ્યો. મ્હારા સ્વામીની સેવા એ મ્હારો ખરો ધર્મ તથા મ્હારૂ તપ છે. આ મ્હારી જીંદગીમાં અદ્યાપિ પર્યન્ત કોઈ પણ પ્રસંગે મ્હારા આ ધર્મનુ મ્હેં ઉલ્લંઘન કર્યું નથી. હું કુમારિકા હતી, ત્યારે પુત્રી તરીકે મ્હારો ધર્મ બજાવ્યો હતો અને લગ્ન થયે ગૃહિણી બની પત્ની અને ગૃહિણીનું કર્તવ્ય બજાવવામાં ઉદ્યત રહીને હજુ સુધી હું તેમાં પાછળ પડી નથી. ઓ સન્યાસી ! એજ મ્હારા તપ યોગનું બળ છે. મ્હારો ધર્મ બજાવતાં બજાવતાં હું પ્રબોધિત થઈછું; અને તેથી ત્હારા મનોવિકાર તથા વનના કૃત્યોનુ જ્ઞાન મને થયું; તે ત્હેં જોયું. જો તું હજુ વધારે જાણવા ઉત્સુક હોય, તો વારાણુસી જા—ત્યાં બજારમાં તને એક કસાઇ મળશે, તેની પાસેથી તું વધારે જાણીશ.

આ શ્રવણુ કરી સતી માતાની સ્તુતિ કરતો કરતો સન્યાસી વારાણુસી ગયો. બજારમાં જતાંજ હાથમાં એક મ્હોટા છરાથી જાનવરને કાપતા એક રૂષ્ટ પુષ્ટ કસાઇને જોઈ મનમાં બોલ્યો:— "હે પરમાત્મા ! આ શું ? શું આજ હિંસક પાસે હું

શિક્ષણ લેવા આવ્યોછું? ખરેજ આતો કોઈ રાક્ષસી પુરૂષ લાગે છે. ત્રાહિ! ત્રાહિ! શાન્તં પાપં! શાન્તં પાપં! સન્યાસી તરફ દૃષ્ટિ કરી હસ્તો હસ્તો તે કસાઈ બોલ્યો:—"સ્વામિ! તે પવિત્ર બાઈએ તમને અંહી મોકલ્યા છે? જ્યાં સુધી મ્હારૂં આ કાર્ય પુરૂ કરૂં ત્યાં સુધી એક બાજુએ બેસો."

આ સાંભળી આશ્ચર્યમાં મૂઢ બનેલો સન્યાસી એક સ્થળે બેઠો. થોડા સમયમાં પોતાનુ કાર્ય પૂર્ણ થતાં કસાઈ તેની પાસે આવી હસ્ત જોડી બોલ્યો:- "સ્વામિજી, ચાલો મ્હારે ઘેર પધારો."

કસાઇ ને સન્યાસી ઘેર ગયા. ત્યાં સન્યાસીને આસન આપી ઘરમાં જઈ પોતાના વૃદ્ધ માતા-પિતાને જમાડી, સેવા ચાકરી કરી, તેમની આજ્ઞા લઈ કસાઇ તેની પાસે આવી બેઠો ને પુછયું:— "મહારાજ, શી આજ્ઞા છે?"

સ્વામિએ તેને **આત્મા** અને **ઇશ્વર** સબંધમાં કેટલાક પ્રશ્ન પુછયા. તેના ઉત્તરમાં કસાઇએ એક લાંબુ વ્યાખ્યાન આપ્યું જે "**વ્યાધ** ગીતા" ને નામે પ્રસિધ્ધ પુસ્તકમાં વર્ણવેલું છે. તે ગ્રંથ વેદાંતની સીઢીનું પગથીયું અને આત્મતત્વવિદ્યાનું

સત્ય માર્ગ દર્શક ગણાય છે. સુજ્ઞ વાચક વર્ગમાંથી કોઈ પણ "શ્રીમદ્ ભગવદ્ ગીતા" થી અજાણ્યા નહી હોય. દરેક પુરૂષને શ્રીમદ્ ભગવદ્ ગીતાનું અધ્યયન કર્યા પછી આ "વ્યાધ ગીતા" વાંચવા આ લેખક સૂચિત કરે છે. એ પુસ્તકમાં વેદાંતનું ગહન તત્વજ્ઞાન અતિ ઉત્તમ રીતે સમજાવેલુ છે. પ્રિય વાંચનાર, આ ઉપકથાને અત્રે સમાપ્ત કરી આપણે પુનઃ પ્રસ્તુત કથા પર લક્ષ આપીએ.

કસાઇનો સર્વોત્કૃષ્ટ ઉપદેશ શ્રવણ કરી, સન્યાસી વિસ્મય પામતો પામતો સન્માન પૂર્વક બોલવા લાગ્યો:—"આપ આવા ઉત્તમ જ્ઞાનને પ્રાપ્ત થયા છતાં આવા ચાંડાળ કૃત્ય શા માટે કરોછો? આવું ગંદુ, ધીઃક્કારપાત્ર, કાળુ કૃત્ય કેમ કરોછો?"

ચાંડાળે હસતાં હસતાં ઉત્તર આપ્યો:— કોઇ પણ કાર્ય શુદ્ધાશુદ્ધ નથી. મ્હારો જન્મ તેના આનુષંગી કાર્યોથી પરિવેષ્ટ થયેલો છે ને તેવા કાર્યે કરવામાં મ્હારો ધર્મ સમાયલો છે. હું જન્મથી એ કાર્ય શીખ્યો, ને તેને વળગી રહેવામાં તથા તે કરવામાં મ્હારો ધર્મ સમજી તે ધર્મ બરોબર પાળવા બનતું કરૂંછું. હું ઘરધણી તરીકેની મ્હારી ફર્જ બરોબર બજાવુંછું; મ્હારા

વૃદ્ધ માતપિતા પ્રત્યેની મ્હારી ભકિત જરા પણ ચુકતો નથી. તમો સન્યાસી પેઠે હું યોગ જાણુતો નથી, સન્યાસી પણ થયો નથી તેમ સંસાર ત્યજી અરણ્યવાસી પણ થયો નથી. પરન્તુ આ મહા-જ્ઞાન મ્હારા ધર્મ—કર્તવ્ય બજાવવાથીજ મળ્યું છે. માટે આપણને જન્મથી જે વ્યવહારિક કાર્ય કર-વાનું છે તે બરાબર લક્ષપૂર્વક કરવું અને પછી આપણી યોગ્યતા પ્રમાણે આપણો ધર્મ પાળવો. દરેકને આ દુનિયામાં કાંઈને કાંઈ અધિકાર હોય છે, તો તેણે પ્હેલાં પોતાના અધિકારને અનુસરતો ધર્મ બજાવવો જોઈએ. મનુષ્ય માત્રને એક મહાન્ ભય હમેશ રહેલું હોય છે; તે પોતે પોતાની ખરી યોગ્યતા જાણી શકતો નથી. તે મનમાં ધારે છે કે પોતે એક રાજા અથવા મહારાજા થવાને યોગ્ય છે. જોકે કદાચ પોતે તે ~~પદવિને~~ લાયક પણ હોય, તદપિ તેણે પોતાને પ્રાપ્ત થયેલી સ્થિતિને યોગ્ય કર્તવ્ય પ્રથમ બરોબર કરી દેખાડી આંપવું જોઈએ. ને તેવા વર્તનથી ઉંચી પદવિ આપોઆપ તેને પ્રાપ્ત થશે.

Forward till you see the highest
Human nature is divine (Tennyson).

આ સૃષ્ટિમાં આગળ વધવાનો સરળ અને સીધો માર્ગ એજ છે કે જે સ્થિતિ આપણને પ્રાપ્ત થઈ હોય તેમાં રહીને સંપૂર્ણ રીતે કર્તવ્ય કરવું:

એક મનુષ્ય હલકું કામ કરતો હોય, તો તેથી તે કોઈ પણ રીતે હલકો થઈ શકતો નથી. મનુષ્ય જે કાંઈ કાર્ય કરે છે તેની પરીક્ષા કામની મહત્તા અથવા અધમતા ઉપરથી થતી નથી, પણ તે કાર્ય કેવી રીતે પાર ઉતારી પોતાની ફરજ અદા કરે છે તે પરથી થશે. કાર્ય કરવાની રીતિ અને તે પૂર્ણ કરવાની શક્તિ એ મનુષ્યની ખરી કસોટી છે. એક મોચી કે જે સુંદર જોડાની જોડ ઘણાજ ટુંક સમયમાં તૈયાર કરે છે, તે એક મ્હોટા વિદ્વાન જે નિરર્થક દાંભિક ગપાટામાં પોતાનો ઉત્તમ કાળ વ્યર્થ નિર્ગમન કરે છે તેનાથી શ્રેષ્ઠ છે. કેમકે:—

અનુષ્ટુપ.

"પામી ઉત્તમ જે જન્મ, સર્વાંગે પૂર્ણ હોય છે<br>
ન જાણે નિજનું શ્રેય, આત્મ ઘાતક છેજ તે."

(કેશવ કૃતિ.)

માટે કોઈએ પણ પોતાની ફર્જ અદા કરવામાં સુસ્ત રહેવું નહી. સૃષ્ટિમાં આગળ વધવાનો એજ માર્ગ છે, એજ શ્રેષ્ટ પદવિને પ્હોચાડે છે."

આ અત્યુત્તમ ઉપદેશથી યુવાન સન્યાસીને ઘણોજ સંતોષ થયો, ને આ શિક્ષણથી પોતાનો ધર્મ બરોબર બજાવતાં બજાવતાં શ્રેષ્ઠ પદવિને પ્રાપ્ત થયો. ઇંગ્રેજી કવી શેલી પણ કહે છે કે

Arouse man to a sense of what he is;
And he will soon be what he ought."



## કથા ૧૮ મી.

## ચાર સન્યાસીઓ.

अभिगम्य च यत्तुष्टया दत्तमाहु रभिष्टुतम् ।
याचितेन तु यद्दत्तं तदाहु मध्यमं बुधाः ॥

(भारत शान्तिपर्व.)



શાકે ૧૫૮૬ ના જ્યેષ્ઠ માસમાં સાયંકાળનો સમય હતો. આથમતો રવિ સુવર્ણમય રંગોથી પશ્ચિમ મર્યાદાને વિભૂષિત કરતો કરતો ક્ષિતિજમાં અદૃષ્ટ થયો હતો. રાત્રી કાળા વસ્ત્રનું સોડીયું વાળી ચોપાસની સૃષ્ટિને પોતામાં સમાવવા પ્રયત્ન કરતી કરતી આકાશમાં ઉભી થતી હતી. તારાઓ એક પછી એક બ્હાર ડોકીયું કરવા મહા પ્રયાસથી મથતા હતા; અને પક્ષીઓ અધીરાં બની પોતપોતાના માળાઓ ભણી ઉડતાં ઉડતાં—વૃક્ષોમાં અદૃશ્ય થતાં—ચીં ચીં કરી અરણ્યો ગજાવતાં હતાં—પવિત્ર કાલિંદિ નદીના શીહા પાંણી તેના

રમણીય કિનારાઓપર પોતાનો ઘેરો આસમાની ઝલેહ પ્રસારી રહ્યું હતું—મહાન્ મોગલ શેહનશાહાતના માનીતા, સુવિખ્યાત, ભવ્ય પાટનગર દિલ્હી શહેરમાં મનુષ્યો પોતાને ઘેર સંધ્યા, પાઠપૂજા, ખાવા-પીવા વિગરેની ગોઠવણુંમાં પડેલા હતા. શેહરમાં સુન્યકાર પથરાતું નજરે પડતું હતું. દરેક ન્હાના મ્હોટા ગૃહોમાં દિવાઓ પ્રગટ થઈ રહ્યા હતા. અંધકારે પોતાનો પૂર્ણ અધિકાર શહેરપર બેસાડેલો જણાતો હતો. ક્ષીણ ચંદ્રમા પણ જાણે અંધકારનું સામાન્ય સ્વીકારતો હોય તેમ વીસ્તીર્ણ આકાશને એક છેડે અસ્ત થવાની અણીપર હતો.

પ્રકૃતિ અને રાત્રી આવી રચના રચી રહ્યાં હતાં તેવે સમયે દિલ્હી શહેરથી ચાર પાંચ માઈલ દૂર યમુનાના એકાન્ત કિનારાપર ચાર સન્યાસીઓ ત્વરાથી પસાર થતા હતા. આવી રાત્રીએ હૃદય કંપાવનારા આ ભયજનક અંધકારમાં ચાલતા સંન્યાસીઓ કોણ હશે? એ પ્રશ્ન કોઈ પણ પ્રેક્ષકના મનમાં ઉદ્‌ભવ થયા વિના રેહેશે નહી. પરન્તુ તેમના ચ્હેરાપરથી તેઓ કોઈ ભયમાં હોય એમ દેખાતું હતું. તેઓ થોડે દૂર ચાલ્યા પછી થોભ્યા અને ચારે પાસ

નજર ફેંકી; પણ આ શૂન્યમય સ્થલમાં કોઈ પણ મનુષ્ય પ્રાણી નજરે ન પડયું. દૂરથી માત્ર શીયાળીયાંઓની કે બીજાં એવાં રાની પશુઓની ચીસો કવચિત્ કવચિત્ સંભળાતી હતી. સર્વત્ર અંધકારની સેના ફરી વળેલી નજરે પડતી, અને સુસવાટા મારતા પ્રબલ પવનને બળે અનેક ઝાડના પાંદડાં, ડાળો, અથડાઈ અવાજ કરતાં હતાં. સર્વ પાસ તમરાં અસ્ખલિત બોલી રહ્યાં હતાં. આવી રીતે સર્વ નિર્ભ્રાન્ત જોઈ સન્યાસીઓએ કાલિંદીના નિર્મલ જળમાં જંપલાવ્યું—અને તરીને સામે કાંઠે ગયા ત્યારે તેમાંનો અગ્રેસર લાગતો સન્યાસી બોલ્યો "મ્હારે એકલાએ પૂર્વ તરફ કૂચ કરવી વધારે મુનાસબ છે."

તેના એક શિષ્યે ઉત્તર વાળયો:—"પ્રભુ! આપે એકલા જવું એ ઉચિત અને સલામતી ભરેલું નથી."

"પણ હું હવે શું કરૂં, આ બાળકને મ્હારી સાથે રાખી કયાં જાઉં? તમો સર્વ (ત્રણ) એને સાથે રાખી બીજે કોઇ માર્ગે પડો.

શ્રી જગદમ્બા ભવાનીની કૃપાથી તીર્થોની

યાત્રા કરી તરતજ હું તમને પાછો આપણા સ્થાનકે મળીશ."

બીજા શિષ્યે કહ્યું:—"મહારાજ! આપ અમારા સ્વામી (ગુરૂ) તેની આજ્ઞા ઉલ્લંઘન કરી શકતા નથી, તોપણ અમે તમને એકલા મુકીએ, અને કદાચ ન કરે નારાયણ ને આપનીપર કાંઈ અચાનક ભય ત્રુટી પડે તો—એ વિચારથી આપને એકલા મુકવા અમારૂ મન માનતું નથી. વાસ્તે ભલે આ બાળની સંભાળ રાખવાની જોખમદારી આપણા સર્વના શીરપર સાથેજ રહો."

અંતે ગુરૂજીને પોતાના શિષ્યોની આ ડાહપણવાળી સૂચનાનો સ્વીકાર કરવો યોગ્ય લાગ્યો. સર્વેએ સાથેજ પૂર્વ તરફ કુચ શરૂ કરી. તેઓ વયમાં ઘણાજ ન્હાના હતા તોપણ ચૌદ વર્ષ જેટલા લાગતા મજબુત બાંધાના, તન્દુરૂસ્ત, બાળ સન્યાસી સહિત, હરિદ્વાર, અયોધ્યા, વારાણસી, મથુરા, પ્રયાગ, અને ગયાજીના પવિત્ર તીર્થોમાં યાત્રા કરી જગન્નાથજી (પુરી) જવા નીકળ્યા.

વર્ષા રૂતુના મધ્યકાળમાં યથેચ્છ વૃદ્ધિ પામેલ લીલોત્રીમય અને અવનવી હરિયાળીથી અધિક શોભા ધારણ કરતી વિભૂતિથી દીપતા અરણ્યોથી

ભરપૂર, નીચા, ક્રાંતિમંડલ (Tropical) ઉષ્ણ પણ રમણીય, મોહક, નવ પલ્લવરૂપ ધારણ કરેલ સુંદર બંગાલાના રમ્ય પ્રદેશમાં આ ચાર સન્યાસીઓ આવી પ્હોચ્યા. જનસંસર્ગહીન નદીઓનાં કાંઠાઓ અને નિર્જન ગાઢ અરણ્યોના માર્ગોપરથી પ્રસાર થવાની તેમને ટેવ હતી; તેમજ આવી રીતે વનવાસી જીદંગીનો અભ્યાસ હોવાથી કુદરતના નિર્જન ઉગ્ર સ્વરૂપથી તેઓ અજ્ઞાત નહોતા, અને તેથી તેમને આવા નિર્જન સ્થલોમાં વિહાર કરવાથી અને સૃષ્ટિ સૌંદર્ય નિહાળવાથી આનંદ થતો હતો.

આ સન્યાસીઓ એક ગાઢા વિકટ વનમાંથી પસાર થતાં હતા. વર્ષાઋતુ હોવાથી કુદરત પૂર્ણ બ્હારથી ખીલી રહી હતી. લીલા ઘાસથી ભરાયલી જમીન અવનવા રૂપો ધારણ કરતી દેદીપ્યમાન બનેલી મનોહર લાગતી હતી. અનેક પ્રકારના મ્હોટા મ્હોટા વૃક્ષોએ પોતાની ગાંઠા, ગાંઠાવાળી ડાળીઓ આ અતિ મનોહર ગીચં સુંદર ગાલીચા જેવી લાગતી જમીનપર રેલાવી હતી. કેટલેક ઠેકાણે તે વૃક્ષોપર અનેક વનવેલીઓ વિંટલાઈં વળી હતી. અને કેટલેક સ્થળે એ વૃક્ષો

એટલા બધા ખીચોખીચ આવી ગયા હતા કે સૂર્યનું પ્રતિબિંબ પણ તેમાં પ્રવેશ કરે તેમ નહતું. કેટલેક સ્થળે દૂર દૂર છુટા છુટા આવેલા તરૂઓ વનને સુંદર કુંજોનું સ્વરૂપ આપતા હતા. અને ત્યાંથી પસાર થતા દરેક મનુષ્યના ચક્ષુ આ દેખાવ જોઈ તે જોવામાં લુબ્ધ થઈ જતાં. આવા પ્રદેશમાંથી આ સન્યાસીઓ આગળ ચાલ્યા જતા હતા તેવામાં તોફાનનાં ચિન્હો જણાવા લાગ્યાં હતાં. ધીમે ધીમે આકાશ કાળા વાદળાઓથી છવાઈ રહ્યું અને સૂર્ય વાદળાઓમાંથી બ્હાર નીકળવાને પોતાના પ્રયત્નમાં શિથિલ થઈ અંતે અદૃષ્ય થઇ ગયો. આકાશમાં ક્ષણે ક્ષણે વિજળીના કડાકા તથા ચમકારા થવા લાગ્યા. થોડીજ વારમાં વરસાદની સેનાએ ચોપાસથી ધસારો કરી સર્વ દીશાઓને ઘેરી લીધી—મોહા ભયંકર યુદ્ધમાં તોપો ધડુકતી હોય તેમ મેઘ ગર્જના કરી રહ્યો. આખા જંગલમાં રાની હિંસક પશુ સુદ્ધાંતને ડરાવતી મેઘ ગર્જનાના છાતી કંપાવતા પડઘા ગાજી રહ્યા હતા. આવે પ્રસંગે આ વિકટ રાનમાં પ્રવેશ કરવા મનુષ્યપ્રાણીની હીમત્ત ચાલે તેમ નહોતું, છતાં પણ જાણે કાંઈ પણ દરકાર નહોય, તેમ નિર્ભ-

ચપણે આ ચાર સન્યાસીઓ ચાલ્યા જતા હતા. વરસાદ વધ્યો અને તેની દરકાર નહી કરતાં આગળ વધતા જતા આ સન્યાસીઓ ભિંજાઈ તરબોળ થઈ ગયા, અને તેમને અંતે એક મ્હોટા વૃક્ષનો આશ્રો લેવો પડયો.

કલાક દોઢ કલાક પછી વરસાદનું જોર નરમ પડયું. વરસાદ હવે થોડો થોડોજ પડતો હતો અને આકાશનો કાંઇક ભાગ ઉઘડયો હતો. સન્યાસીઓએ આગળ ચાલવું શરૂ કર્યું, સૂર્ય પણ વાદળાંને ખસેડતો ખસેડતો બ્હાર નીકળવા લાગ્યો. અને વરસાદના બિંદુઓથી ભરપૂર તેમજ લીલવાળા વૃક્ષોના થડોપર અહીં તહીં પ્રકાશ ફેંકવા લાગ્યો. ચાલતાં ચાલતાં આ સન્યાસીઓ એક ઘણીજ ન્હાની ટેકરી આગળ આવી પ્હોચ્યા. તે ટેકરીના મૂળ પાસે એક ન્હાનું વોકરૂ કીલકલ કરતે અવાજે રમતું, નાચતું કુદતું વ્હેતું હતું, અને આગળ વધતાં વધતાં આસપાસ વચ્ચે વચ્ચે આવતા ન્હાના ન્હાના પથરાઓ, ખડકોને ટાપુઓ બનાવતું તેમની આસપાસ થોડું થોડું પ્રસરાઈ જઈ પોતાનો માર્ગ કાપતું આગળ જતું હતું.

તેઓ આ સ્થળે આવી પ્હોચ્યા ત્યાં પાસેની ગીચ ઝાડીમાંથી એક વિક્રાળ વ્યાઘ્ર ભયંકર ગર્જના કરતો તેઓની સામે કુદ્યો. બાળ સન્યાસીને બે શિષ્યોની સંભાળમાં સોંપી તેમનો ગુરૂ સોટા સાથે તે ક્રૂર જાનવર સામો ધસ્યો. લોહીનો તરસ્યો સાવજ તેની પર કુદ્યો તેવોજ ચાલાકીથી તેનો હુલ્લો ચુકાવી તેના માથા પર સન્યાસીએ જોરથી લાકડીનો ફટકો લગાવ્યો. સાવજ ચીસ પાડતો પાછો હઠયો, પણ તરતજ ખીજવાઇને પાછો બીજી વખત હુલ્લો કર્યો, તેમાં નિષ્ફળ થતાં ત્રીજીવાર કુદ્યો. આવી રીતે માણુસ અને આ હિંસક પશુ વચ્ચે સખ્ત યુદ્ધ ચાલ્યું. અંતે સન્યાસીની લાકડી ભાગી-તે જીવલેન વાઘના પંજામાં સપડાયો. ગુરૂજીને ભયમાં જોઈ તેનો એક શિષ્ય તાનુ પોતાના સ્વામીના બચાવ માટે ધસ્યો—ક્રુર વ્યાઘ્રને ઠાર કરી ગુરૂજીને મુકત કર્યા.

પરન્તુ ગુરૂજીતો સખ્ત રીતે ઘાયલ થયા હતા. શિષ્યોએ તેમના ઘા ધોયા અને કેટલાક જંગલી છોડવાઓનો રસ ચોપડી પાટા બાંધ્યા. ઘામાંથી રકત વહી જવાથી તે અશકત બન્યો હતો; તે છતાં પણ તેઓએ કુચ શરૂ કરી.—ધીમે ધીમે

ચાલતા ચાલતા તેઓ બે કલાકના અરસામાં બંગાલાના રાજ્યધાની શહેર મુરશીદાબાદને સીમાડે આવી પ્હોચ્યા.

• તેઓ શહેરથી દૂર અર્ધા માઈલ પર આવેલ એક નાળીયેરી વાવ આગળ એક મ્હોટા વૃક્ષની છાયા તળે આસાએશ લેવા થોભ્યા. તેવામાં ગુરૂજીપર ધ્રુજારો, ભય અને બકબકાટ સહિત ખુબ જોસમાં જવરે હુમલો કર્યો. શિષ્યો ઘણીજ ચિંતામાં પડયા. એકાદ ઘરમાં આશ્રો લીધા શિવાય તેમને બીજો એકે માર્ગ દેખાયો નહી. તાનુ કોઈ સારા મકાન વાસ્તે શહેરમાં ગયો. શહેરમાં તેણે ઘણી ઘણી શોધ કરી પણ સર્વ વ્યર્થ. કોણ આવા કોડી વગરના ચાર જોગટા—ભિક્ષુકોને પોતાને ઘેર રાખે? પૈસા વગર તેમને પોતાના ઘરમાં કોણ સંગ્રહે? દુનિયામાં સર્વને પૈસોજ વ્હાલો છે. વ્યવહારમાં તેજ ખરો મિત્ર ગણાયેલો છે. પૈસાવાળો મૂર્ખ હોય તદપિ તે ડાહ્યો ગણાય છે. અને ધનહીન જોકે ઉંચા કુળનો હોય તથાપિ તે નીચ ગણાય છે કહ્યું છે કે सर्वे गुणाकांचनमाश्रयन्ते.

આ નિયમને અનુસરી આ દ્રવ્યહીન ભિક્ષુક સંન્યાસીને કયાં પણ આશ્રો મળ્યો નહીઃ નિરાશ

થઈ તે તુટેલે—દીલગીર જીગરે પાછો ફરતો હતો તેવામાં તેને સદ્‌ભાગ્યે જાણે ઇશ્વરેજ દયા કરી તેની સામું જોયું હોય નહી તેમ માર્ગમાં એક બ્રાહ્મણ સામો મળયો અને કોઈ સત્‌સંગી—સુપાત્ર સન્યાસી જાણી હસ્ત જોડી પુછયું:—"મહારાજ! કયાંથી પધાર્યા? આપને શી ઇચ્છા છે.?" તાનુએ તેને સર્વ દુઃખદ બીનાથી વાકેફ કર્યો. બ્રાહ્મણને આશ્રવણ કરી તેમનાપર દયા આવી. ઈશ્વરેજ તેમનાપર કૃપા કરી તે બ્રાહ્મણના હૃદયમાં વસ્યા હોય એમ લાગ્યું. આખરે એક આવો સુપાત્ર ભકતજન મળયો ખરો–તે તેમને પોતાને ઘેર રાખવા કબુલ થયો અને આવા સુપાત્ર સન્યાસીઓના સમાગમ થવા માટે પોતાને ભાગ્યશાળી ગણતો ઘણોજ આનંદ બતાવતાં અને તે ખુલ્લે જીગરે તાનુ પાસે દર્શાવતાં બોલ્યો "મહારાજ! મહાત્માં તુલસીદાસજી પણ કહી ગયા છે કે:—"

'એક ઘડી આધી ઘડી, આધીસે પણ આધ,
તુલસી સંગત સંતકી કટે કોટી અપરાધ.'

તો મહારાજ જયારે આટલા ટુંક સમયમાં પણ આપ જેવા સંતોના સમાગમથી કોટી અપરાધો કપાય તો તો આપ મ્હારા ગરીબને ઘેર સતત

પધારવાના હોવાથી મ્હારા કરેલા સર્વ અપરાધો ક્પાશે. માટે જરૂર આપ પધારો. આપનાં પવિત્ર દર્શનથી આજ મ્હારૂ જીવન કૃતાર્થ થયું. અરે મ્હારાં કેટલાં સદ્દભાગ્ય કે આપ જેવા સંસારવિરકત મહા પુરૂષો મ્હારા રાંક ઘેર પધારે!

તાનુ આ બ્રાહ્મણની પુઠે પુઠે તેને ઘેર ગયો. ત્યાં તેની વૃદ્ધ માતા શિવાય બીજું કોઈ હતું નહી. તેમજ તે રહેવા લાયક તદન એકાન્ત અને યોગ્ય સ્થલ હતું. આવું જોઈ આનંદ પામતો પોતાના ગુરૂ અને સાથીઓને ત્યાં લઇ આવ્યો અને સર્વેએ ત્યાં મુકામ કર્યો.

× × × × × ×

આ બ્રાહ્મણના ઘરમાં આ સન્યાસીઓએ આશ્રો લીધ્યાને આજે એક માસ થઇ ગયો છે. અને તેમનો ગુરૂ જરા જરા સાજો થવા આવ્યો છે. ગુરૂજીએ શિષ્યોને પોતાની એકલા રહેવાની ઈચ્છા દર્શાવી. પ્હેલાં તો તેઓએ ના પાડી પણ અંતે ગુરૂજીની આજ્ઞાને શરણ થવું પડયું. તેની આ-જ્ઞાનુસાર બાળસન્યાસી સહિત શિષ્યો કાશી તરફ પાછા ફર્યા. આ ભલો જીજ્ઞાસુ બ્રાંહ્મણ આ સન્યાસીનું ભોજન થયા વગર એક કણ પણ મુખમાં મુકતો નહી. અને પોતાના અતિથેય

ધર્મમાં પછાત પડતો નહી. ગુરૂજી તરફ તે ઘણાજ માનથી વર્તતો, કોઇ પણ વાતની ઉણપ આ- વવા દેતો નહી અને મનુ મહારાજે દર્શાવેલ અતિથિ સેવા યથાસ્થિત કરતો

आसनाशन शय्याभि रद्भिर्मूल फलेनवां
नास्य कश्चिद्वसेद्गेहे शक्तितो नार्चितोऽतिथिः

મનુ. અ. ૪-૨૯.

આવી રીતે આ બ્રાહ્મણે સન્યાસીની અતુલ સેવા બજાવી તેને તેના શિષ્યોની ગરજ સારતો. આ બ્રાહ્મણે શાસ્ત્રોનું સારી રીતે અવલોકન કર્યું હતું. બીજાઓનુ ભલું કરવામાં તત્પર રહેતો. એક સમયે યાત્રાર્થે નીકળયો હતો ત્યારે કાશીમાં આવ- તાં પોતાનાં સ્ત્રી છોકરાં ખોયાં ત્યારથી સંસારનો ત્યાગ કરી પોતાની વૃધ્ધ માંતા સાથે વાનપ્રસ્થ જેવી જીંદગી ભિક્ષાવૃત્તિપર ગુજારતો હતો. તેના આયુષ્યનો ઘણો ભાગ અતિથિની અને માતાની સેવા તેમજ ઇશ્વર ભજન અને શાસ્ત્રોના અધ્યયન કરવાંમાં જતો.

ગુરૂજીએ તો બીજે માસ પણ આ ભલા બ્રા- હ્મણને ત્યાં કાઢી નાંખ્યો. હવે તેના ઘા ઘણાંખરા

પુરાયા અને એક અઠવાડીયામાં પોતાના કલ્યાણ કર્તા પાસેથી પુનઃ પર્યટન કરવાની આજ્ઞા માગવાનો વિચાર કરતો હતો; તેવામાં અણુચિંતવ્યો એક એવો બનાવ બન્યો કે બધી બાજી ફરી ગઇ—તેના મનની મનમાં રહી. ઈશ્વરની ગતિ ગહન છે. એક પળમાં તે શું કરશે તે કોઈથી પણ કળાતું નથી. શું ધાર્યું હોય છે ને શું થાય છે? मनसा चिंतितं कार्यं दैवमन्यत्र चिंतयेत् ॥ અને આપણે આગળ જોઈશું તેમ આ સન્યાસીના સબંધમાં પણ તેમજ થયું.

× × × × × ×

આજે મુર્શીદાબાદના હાકેમ—સુબા સાહીસ્તખાનનો હર્ષ ઉભરાઈ જાય છે. આજે સવારે ગારદીએ (પહોરેગીરે) આપેલા પત્રે તેનું મસ્તક ફેરવ્યું છે. પોતાના કટ્ટા રીપુપર સખત વેર લેવાનો સમય પાસે આવેલો જાણી તેનું અંતઃકરણ હર્ષથી પ્રફુલ્લ થયું છે—તેને અનહદ ખુશાલી ઉત્પન્ન થઈ છે, તેના ચક્ષુઓ તેના કપાયલા જમણા હાથ અને ડાબા હાથથી પકડેલ પત્રપર, વારંવાર ક્રોધ અને ઉત્સાહના આવેશમાં, ફરતાં હતાં. તેણે નીચલો પત્ર પુનઃ પુનઃ અનેકવાર વાંચ્યો.

"ત્હારી પાસે આ પત્ર લઈ આવનાર બ્રાહ્મણના ઘરમાં **શિવાજી** સન્યાસીના વેશમાં થોડાજ દિવસથી રહ્યો છે. જો ત્હારે એને પકડવો હોય તો આ બ્રાહ્મણને બે હજાર સુવર્ણ મહોર બક્ષિસ આપી તેની પુઠે પુઠે મુંગો મુંગો ગુપચુપ આવજે. આ બ્રાહ્મણને ઈનામ નહી આપતાં તેની સાથે જો દગો રમશે તો પાછળથી તને ઘણુંજ પસ્તાવાનું થશે— એ વાત બરોબર ધ્યાનમાં રાખજે."

આ પત્રથી **સાહીસ્તખાનને પૂનાની** ભયંકર રાત્રી, જ્યારે **શિવાજીએ** શૂરવીર માવલાઓ સહિત પોતાના મહેલમાં ઘુસી આવી તેના પુત્રને કતલ કરી, તેના જમણા હાથની આંગળીઓ કાપી નાંખી હતી તે રાત્રી અને તે સાથે સ્ત્રીઓનો કકળાટ, તરવારોની ભયંકર કટાકટી, **શિવાજીની** તે સમયની અત્યન્ત હિમત્ત, પોતાનું જીવ બચાવવા માટે બારીમાંથી નાશી જવું, બીજા દિવસની ભયંકર લડાઈના નાશકારક પરિણામ, પાછળથી **શિવાજીનું દિલ્હીના** શેહનસાહને શરણ થવું— એ સર્વ બનાવ, એક પછી એક તેની નજર આગળ તરી આવ્યા. ઘણાજ લાંબા કાળથી વેર લેવાની તેની આકાંક્ષા આવા રીતે લગભગ પૂર્ણ થતી લાગી.

પોતાનો કટ્ટો શત્રુ હવે લગભગ પોતાનાજ હાથમાં લાગ્યો, અને તે પણ જરાપણ લોહી રેડાયા વિના, કે રજમાત્ર પણ મહેનત વગર પોતાની મેળેજ—સ્વેચ્છાએ અને ખુશીથી શરણ થતો જોઈ ખાન હર્ષથી અર્ધ ગાંડા જેવો દેખાવા લાગ્યો.

દિલ્હીના બાદશાહે આ "પહાડી ઉંદર" ને દગાથી કેદ કર્યો એ સમાચારથી સાહીસ્તખાનને અત્યન્ત આનંદ થયો હતો, પરન્તુ પાછળથી તેના કેદખાનામાંથી નાશી ગયાના સમાચારે તેને શોક સમુદ્રમાં ડુબાડયો; અને એ વિચાર તેના મનમાં ભણકારા કરી રહ્યા. તે હવે દુશ્મન હાથમાં આવેલો જોઈ હર્ષમાં આવી કેટલાક વિશ્વાસુ મજબુત બાંધાના હથીયારબંધ માણસો લઈ બ્રાહ્મણ સાથે ચાલ્યો. પરન્તુ શિવાજી માટે પૈસા સબંધી સરત તોડયાથી ભવિષ્યમાં શું થશે તેની પોતાને પૂર્ણ ખાત્રી હોવાથી તે પાળવામાં ભુલ્યો નહી. શિવાજીની મુખાકૃતિ તે પુરે પુરી ઓળખતો હતો. તેણે શિવાજીને જેર કડી નંખાવી—બ્રાહ્મણને પૈસા આપ્યા. ગરીબ બ્રાહ્મણ પૈસા સાથે આ બધાંનો અર્થ શું હશે તે નસમજતો, ગુંચવાતો, ગભરાતો, બેબાકળો આભો બની એક ખુણે ઉભો રહ્યો.

× × × × ×

આ બનાવો સ્પષ્ટપણે સમજવાને માટે આ સ્થળે થોડીક વિગત જણાવવી ઉચિત છે. **શિવાજીના** દિલ્હીના કેદખાનામાંથી મીઠાઇના ટોપલામાં બેસી ભેદ ભરેલી રીતે ગુમ થઈ જવાની ખબર ચોમેર દાવાનળ અગ્નિ પેઠે પ્રસરી રહી. ચોકીવાનો—સ્વારોને ચોતરફ શોધ માટે મોકલવામાં આવશે જાણી **શિવાજી** વેશ પાટલો કરી રાજ્યધાનીમાંજ રહ્યા. **રામસિંહે, શિવાજીને** દગાથી પકડાવવાના સંબંધમાં પોતાના પીતા **જયસિંહ** પર ઢોળાતા વાંકના ટોપલાના નિવાણાર્થે **શિવાજીને** નસાડવામાં મુખ્ય મદદ આપી હતી. વાંચનાર, **શિવાજીના** બીજા અદ્ભુત પરાક્રમોથી માહિતગાર હશે. જણાવવાની જરૂર નથી કે વાર્તાના આરંભમાં જણાવેલા સન્યાસીઓ તે બીજું કોઈ નહી પણ હિંદુ ધર્મરક્ષક વીર મહારાજ **શિવાજી**, તેનો જેષ્ઠ પુત્ર **સંભાજી** અને બે શિષ્યોના રૂપમાં તેના પ્રખ્યાત વીર સરદારો **તાનાજી** માલુસરે અને **યસાજી** કંક હતા.

× × × × ×

**સાહીસ્તખાને** સન્યાસીને કેદ કરેલો, જોઈ, આ શું થતું હતું તે નહી સમજતો બ્રાહ્મણ સન્યા-

સી કેદ પકડાયા બાબત પોતાપર દોષ મુકવા લાગ્યો—તેને બે હદ દિલગીરી થઇ--પૈસાની થેલી ફેંકી દઈ પુષ્કલ ગમગિનીમાં ગરકાવ થઈ ગયો. એટલામાં તાનાજી આવ્યો. તેને જોઇ જરા તરા શાંત થવા આવેલો તેનો શોક વધારે ઉભરાયો. તે જ્યારે પોતાના ગુરુ વિષે પુછશે ત્યારે શું ઉત્તર આપવો તેના વિમાસણમાં તે પડયો. ગદ્‌ગદિત કંઠે ગભરાયલા બ્રાહ્મણે સર્વ વિતકથી તાનાજીને માહિત કર્યો. તેની દિલગીરીનું કારણ જાણી તાનાજીએ તેને શાંત કર્યો. આ બ્રાહ્મણ, સન્યાસીના પકડાવાના ખરા ભેદથી અજ્ઞાત હોવાથી, તે બાબતમાં ભાગ્યા તુટયા ખુલાસાથી વધારે કાંઈ જણાવી શકયો નહી.

× × × × ×

હવે આપણે જે ચિઠ્ઠીથી સાહીસ્તખાને શિવાજીને કેદ પકડયો તે ચિઠ્ઠી કોણે લખી, શાહેતુથી લખી તે જણાવીશું. આગળ જણાવ્યા મુજબ જ્યારે સન્યાસીના વેષમાં ઘાયલ થયેલા શિવાજીને, બ્રાહ્મણને ત્યાં આશ્રય લીધા પછી ચિંતા થવા લાગી કે ઘા રૂઝાવાને ઘણો સમય જોઈશે; અને જે સમયે પોતાના મહાન્ રાજ્યની સ્થાપના દૃઢ કરવા માટે પોતાની હાજરીની ઘણીજ

જરૂર હતી તેવે સમયે પોતે હાજર નહી હશે તો રાજ્યને નુકશાન પ્હોંચશે અને કદાચ એ મહાન્ કાર્ય જડ મૂળમાંથી ઉખડી જશે, આવા વિચારોથી આ મહારાષ્ટ્રનો વીર ઘણોજ ચિંતાતુર રહેતો. પોતાના પ્રિય પરિજનોના તુટેલા હૃદયમાં હિંમત અને શૌર્ય ભરવા, તેણે પોતાના સાથીઓ–સરદારોને સ્વદેશ જવા હુકમ કર્યો. તેઓ તેને માંદગીથી અશક્ત થયેલો અને તેમાં વળી આવી નિરાધાર જેવી સ્થિતિમાં એકલો મુકી તજી જવા સંમત્ત થયા નહિ. પરન્તુ જ્યારે શિવાજી જરા સાજો થયો ત્યારે પોતાની એક નજીવી જીંદગી માટે પોતાની માતૃભૂમિ તરફનો ધર્મ બજાવવામાં ઢીલ ન કરવા સખત હુકમ ફરમાવ્યો. અને તેમને અંતે આ ફરમાનને તાબે થવું પડયું.

શિવાજીના સાથીઓ ગયા ત્યારથી આ ભલા બ્રાહ્મણે પોતાના મહાન્ પરોણાની સંભાળ રાખવાનું પોતાને માથે લીધું અને તેની ઘણીજ સારી માવજત કરવા લાગ્યો. શિવાજી પકડાયાની એક દિવસ અગાઉ તે બ્રાહ્મણ આખા શહેરમાં ફર્યા તદપિ ત્રણ જણને પુરતી ભિક્ષા આણી શકયો નહિ. જે થોડું ઘણું તે લાવ્યો હતો તે પોતાના

અતિથિ અને માતાને ખવરાવી પોતે લેશ માત્ર પણ શોકાતુર થયા વગર અપવાસી રહ્યા. પણ આ સઘળું શિવાજીની જાગૃત દૃષ્ટિથી છુપું રહ્યું નહિ. જે બ્રાહ્મણ ક્ષાત્ર ધર્મનો મુખ્ય પાયો છે, અને જેના દુઃખો દૂર કરવા પોતે મહાભારત પ્રયત્નો કરવામાં પોતાની અમૂલ્ય જીંદગી જંપલાવી છે, એવા આ બ્રાહ્મણ જે પોતાની તરફ ઘણીજ માયાળુ રીતે વર્ત્યો હતો તે બ્રાહ્મણનેજ પોતા માટે ભુખ્યો રહેલો જોઈ એ ઘણોજ દિલગીર થયો, અને પોતાના મનને તે માટે ઠપકો આપવા લાગ્યો. પ્રજાનું રક્ષણ કરવું, સંસારના ભોગ વિલાસોમાં આસકત ન થવું, શૂરવીરપણુ, ધૈર્ય, કુશલતા આદિ ગુણોથી દૂર ન રહેવું, યુદ્ધમાં પાછાં ન હઠવું, દાન આપવું, બીજાઓ ઉપર સત્તા ભોગવવી અને ગૌબ્રાહ્મણનું પ્રતિ પાલન કરવાના ક્ષત્રિયોના સ્વભાવિક કાર્યોમાં પોતે ભૂલ કરતો— અથવા તેથી ઉલટું આચરણ કરતો હોય તેમ તેને લાગ્યું. તેનું મન તેને ડંખવા લાગ્યું. તેના મસ્તિક પર વજ્ર કે વિજળીનો ઘા પડયો હોય તેમ તેને ભમાવવા લાગ્યું. તેનું હૃદય ચિરાવા લાગ્યું. તે ઘણોજ દુઃખદ સ્થિતીમાં આવી પડયો. આ બ્રાહ્મણ

પાસેથી આવી રીતે કાઢેલ કર્જ કેવી રીતે ફેડવું તેના વિચારમાં પડયો. તેને વિચાર થયો કે "દરિદ્ર યજમાનને ઘેર પૂજ્ય અતિથિ આવે ત્યારે દરિદ્રતા છતાં યજમાન આદર કરે તેજ તેનો ધર્મ, અને એ દરિદ્રતામાં ઉમેરો થવા દઈ અતિથિ એ આદરનો સ્વીકાર કરે તો તે એ અતિથિનો અધર્મ"[1] આ વિચાર થતાં તે ગુંચવાયો, શું કરવું—શા ઉપાયો યોજવા તે સુઝયા નહિ. અંતે વિચારતાં એક વિચિત્ર રીત સુઝી અને શાંત થયો.

બીજે દીવસે સવારના પ્હોરમાં પોતાની યોજનાને અમલમાં મુકવા, તેણે પોતાના યજમાનને સાહી, કલમ અને કાગળ લાવવા કહ્યું. પત્ર લખી બ્રાહ્મણને તે પત્ર ત્યાંના (બીંગાળાના) હાકેમ-સુબા પાસે લઈ જવા વિજ્ઞપ્તી કરી. કેટલાક ઈતિહાસકારો કહે છે કે શિવાજી અભણ હતો તે આ પરથી તેમજ બીજા દાખલાઓ પરથી તદ્દન બીન પાયાદાર લાગે છે.—

પત્ર લખતાં લખતાં તેના મગજમાં જબરી લડાઈ ચાલી. પોતાની માતૃભૂમી તરફની પોતાની ફર્જના વિચારે તેને લગભગ જીતી લીધો .અને

(૧) સરસ્વતી ચંદ્ર ભાગ ૪ થો પાનું ૫૩૭.

સ્વાત્માર્પણુના વિચારને છોડી દેવા લલચાવ્યો. પરન્તુ પોતાના વ્હાલા દેશની પડતીનો ઈશ્વર અંત આણુ- નાર હશે તો તે પોતાના કરતાં પણુ વધારે યોગ્ય પુરૂષને સનાતન ધર્મના રક્ષણાર્થે ઉત્પન્ન કરશે અને તેને કોઈ પણુ સત્તા અટકાવી શકશેજ નહિ એ વિચારે પુનઃ તેને આગલી લાલચમાંથી દૂર કર્યો—તેણે વિચાર્યું કે શ્રી કૃષ્ણુ પરમાત્મા પણુ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં મહા વાક્ય કહી ગયા છે કે :—

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ॥
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

તેમજ શ્રી જગદંબા ભવાનીનું ભવિષ્ય ખચ્ચીત ખરૂં પડશેજ. અને હિંદુસ્તાનનો ઉદ્ધાર તો નક્કી થવાનોજ. પોતાને હાથે જો આ સેવા નહિ બની શકે તો બીજો કોઈ વીર પુરૂષ ઉત્પન્ન થવાનોજ એ નિઃસંદેહ—માટે હાલતો માથે આવી પડેલી આ ફર્જ તો પ્હેલી બજાવવી જોઈએ પછી જે થવાનું હશે તે થશે. હરીનું સ્મરણુ કરી હાલ તરતની ફર્જ તો અદા કરવીજ” આ વિચારમાં અંતે ફાવ્યો. પ્રિય વાચનાર! પછી શું થયું તે આપણે આગળ જોઈ ગયા છીયે.

શિવાજીએ આવું સ્વાત્માર્પણુ ધાર્યું ત્યારે પ્રભુએ તેનું રક્ષણુ કરવું ઉચિત માન્યું. ખરી વાત છે કે "કંઈ લાખો નિરાશામાં, અમર આશા છુપાઈ છે."

× × × × ×

એક ઘટિકા રાત્રી પસાર થઈ છે. સન્યાસીના વેશમાં શિવાજી મહારાજને કેદી તરીકે લઈ બંગાળાનો હાકેમ સાહીસ્તખાન અમીર-ઉલ-ઉમલા પચ્ચીસ ચુનંદા ઘોડે સ્વારો સહિત દિલ્હી તરફ રવાના થયો.

તેણે કાંઈ જરૂરીયાત કામનું બ્હાનું કહાડી રાજયધાની મુરશીદાબાદ છોડયું. તેના આ અજાયબ જેવા સુભાગ્યનો એક શબ્દ સરખો પણુ બહાર પડવા નહિ દેવાને તે ઘણોજ આતુર હોઈ તે વાત ગુપ્ત રાખવા તેણે સર્વે પગલાં લીધાં હતાં; કેમકે જો એ વાત બ્હાર પડે તો કોઈ એનો લાભ લઈ તેના દિલ્હી પ્હોચ્યા અગાઉ બાદશાહને આ ખુશ ખબર આપી ઇનામ લઈ જાય. જેનું પુછું પકડાવું હવે તદન્ન અશકય થઇ પડયું હતું તેવા આ "પહાડી ઉંદર" ને આવી ઓચિંતી રીતે દિલ્હીના તખ્ત પાસે કેદી તરીકે ખડો કરી, બાદ-

શાહ પાસેથી ઘણું મ્હોટું માન અને મરતબો મેલવવાના લોભને તે થોભાવી શકયો નહિ. અહાહા કેવું સુખી આનંદદાયી સ્વપ્ન! ઈશ્વરજ જાણે છે કે આવું સ્વપ્ન કેટલીવાર ટકશે.

Man knows where first he ships himself but he
Never can tell where shall his landing be.

(પદ)

ધારયું ન થાયે થવાનૂં તે થાયે,
આશાયે ફોગટ જીવ ઠગાયે. ટેક.
જોગી જોષી સ્વરોદય(૧) ગ્રહ જોયે,
તેમાંએ નકકી નહીં કાંઈ હોયે. ધા૦ ૨
ભકત ને સાધૂની પડતીજ વાચા,
તત્વવેત્તાના સિધ્ધાંતો ન સાચા. ધા૦ ૩
ચ્હડતી તો ચ્હડતી ને પડતી તો પડતી,
ચ્હડતી ઉતરતી ઉતરતી ને ચ્હડતી. ધા૦ ૪
પડતીમાં આશા ફળી સુખ દે છે,
ચ્હડતીમાં આશા તે લોભ બને છે. ધા૦ ૫
પડતીમાં આશા ફળી સુખ દે છે,
ફળશે નકકી તે એવું કોણ કહે છે.? ધા૦ ૬

ફુળતી જવલ્લે ઘણીવાર બળતી,
એવી ઠગારી પળે પળ મળતી. ધા૦ ૭
જારે ઠગારી થઈ તે જણાયે,
એવડાં દૂઃખથી જીવ મુઝાએ. ધા૦ ૮
જોતાં કળી નરમદ સૂખ માણે,
ફળશે નક્કી એ જુઠી વાત જાણે. ધા૦ ૯

(નર્મ કવિતા.)

(શિવાજી જેવો મ્હોટો શત્રુ પોતાના કબ્જામાં આવ્યાથી ખાન ખુબ અભિમાનથી ફુલાઇ જવા લાગ્યો, મદમસ્ત બન્યો; પરન્તુ બિચારાને હજી ખબર નથી કે થોડા સમયમાં તેને તદન નિરાશ થવાનું છે, તેને ખબર નથી કે આ તરફ પોતે હર્ષમાં શિવાજીને લઇને દિલ્હી જવા નીકળ્યો છે અને બીજી બાજુ બીજીજ બાજી રચાય છે. ઇશ્વરના ખેલ ન્યારાજ હોય છે. હજી તેને ખબર નથી કે આ ઉલ્લાસ માત્ર ક્ષણિકજ રહેવાનો છે ને શિવાજી તો છુટવાનો છે. તેના નસીબમાં હજી રાયગઢ પુનઃ જઈ પૂર બહારથી રાજ્યારોહણ કરી છત્રપતી મહારાજનું પદ ધારણ કરી હિંદુ મહારાજ્યની સ્થાપના કરવાનું બાકી છે—અને તેનું સૈન્ય તીડોના ટોળાં પેઠે મોગલ પ્રદેશોપર ત્રુટી પડવાનું છે તેમજ તેના

વંશજોથીજ આ મહાન્ મોગલ શેહેનશાહત્તને મૂળ પાયામાંથી હુચમચાવી નાખવાનું છે; અને આખા હિંદમાં હુજી તેઓની હાક વાગવાની છે—એવું જ્યાં મહાનૂંભવિષ્ય ઈશ્વરે નિર્માણ કરેલું છે તેને કોણ મિથ્યા કરી શકવાનું છે? કેદી થયલા શિવાજી મહારાજની સર્વે આશાઓ નષ્ટ થઈ છે—અને ખાન-પૂર્ણ ઉત્સાહમાં આવી તેને પાછો ફુલાતો પુલાતો દિલ્હી લઈ ચાલ્યો છે.

તેઓ પાટનગર મુર્શીદાબાદ છોડી જેવા અરણ્યમાં દાખલ થયા તેવાજ પચાસને આસરે ક્રૂર દેખાવના પઠાણ લૂટારૂઓએ હાથમાં ખુલ્લી શમશેર સહિત તેઓપર ઓચિંતો હલ્લો કર્યો. તેઓ સ્વરાજ્યમાંથી પસાર થતા હોવાથી સ્વાભાવીક રીતેજ નિર્ભય હોઇ બેફામ હાલતમાં માર્ગ કાપતા હતા. તેઓમાંના ઘણાકો આ લૂટારૂ ટોળાંની તરવારનો ભોગ થઈ પડયા. આ જોઈ નિરાશ થતો અમિર-ઉલ-ઉમરા સાહીસ્તાખાન પહેલીજ તકનો લાભ લઈ પોબારા ગણી ગયો. તેને નાસતો જોઇ તેમજ આ ઓચિંતા હુમલાથી આભા બનેલા સીપાઈ બચ્ચાઓ હિંમત્ત હારી પોતાની સાથેના ઘણાજ મહાન્ કેદીને એમનો એમ પડતો મુકી ધાંધલ કરતા

ગભરાયલા ગભરાયલા વિખરાઇ ગયા—અને જ્યાં રસ્તો દીઠો ત્યાં માર્ગ લીધો. આવી રીતે શિવાજીને દિલ્હી લઈ જતી બંગાળાના સુબાની ટોળી અલ્પ કાળમાં વેરણ છેરણ થઈ ગઈ—બાજી બદલાઈ ગઈ—હાથમાં આવેલો શીકાર ગયો. નિરાશાથી કાળું બનેલું મુખ લઈ ખાન મુરસીદાબાદ પાછો નાઠો—તે ઘણોજ નિરાશ થયો. પોતાની બધી મહેનત ફોકટ ગઈ—સાવચેતીના ઉપાયો બરોબર ન યોજવા માટે ઘણોજ પસ્તાયો. કેદી છુટયો—હવે શું થાય—નીરૂપાય—गतं न शोच्यं થયું તે થયું—ગત વાતનો શોચ શું—હવે પસ્તાવો નકામો હતો. તે બીચારાની લોભી આશા હવે નષ્ટ થઈ—તે, તે સમયને, લૂટારાઓને શ્રાપ આપવા લાગ્યો. પણ હવે વ્યર્થ—સિંહતો હવે હાથમાંથી છુટી ગયો. સપડાયલું પક્ષી પાંજરામાંથી ઉડી ગયું, હવે તે વિષેના વિચારો વ્યર્થજ હતા.

આ તરફ તરતજ તે પઠાણ લૂટારાઓના સરદારે કેદીની બેડીઓ તોડી. અને તે ટોળીને નીશાની કરી અલોપ કરી દીધી. શિવાજીએ તરતજ પોતા પાસે પઠાણ સરદારના વેષમાં ઉભેલા પોતાના શૂરવીર સરદાર તાનાજીને ઓળખ્યો—

એક બીજાને ભેટતાં તેઓના ચક્ષુ આનંદાશ્રુથી ભિંજાયા. આવી જગ્યાએ આવી ટોળીના ઉમરી સરદાર તરિકે **તાનાજીને** જોઈ **શિવાજી** ઘણોજ અજાયબ થયો.

**તાનાજી** પગે પડતો હાથ જોડી વિનંતી કરતો બોલ્યો:—"પ્રભુ! ક્ષમા કરો. આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા માટે આ રંક સેવકને ક્ષમા કરો. આપે મને જવાને આજ્ઞા ફરમાવી પરંતુ આપ તરફની મારી ભક્તિએ મને તે આજ્ઞા અમલમાં મુકતાં રોકયો. આપને છોડી જવાને મ્હારો જીવ ચાલ્યો નહી. હું અહીં રહી આ શહેરમાં બનતા બનાવો તપાસતો હતો તેમજ અદૃષ્ય રહી આપની કુશળતાના ખબર કહાડતો મગ્ન રહેતો હતો—ત્યાં વળી ગઈ કાલે આપને બાંધી મોગલોને લઈ જતા જોઇ હું ઘણોજ ગભરાયો, તરતજ વધુ ખબર મેળવવા બ્રાહ્મણ પાસે દોડયો. તેને ખબર હતી એટલી માહિતિ મેળવી આપનું સ્વાત્માર્પણનું સ્તુતિપાત્ર કૃત્ય તરતજ હું પામી ગયો. તેમજ આપણા તે ભલા યજમાન બ્રાહ્મણની માત્ર મદદથીજ આ સેવક આપનો બચાવ કરી શકયો છે. તે બ્રાહ્મણે સાહીસ્તાખાને આપેલી મોહોરો પોતાને નિરૂપયોગી

જણાવી મને સ્વાધિન કરી. મ્હેં તે પૈસા, આપનેજ છોડાવવામાં પ્રયાસ કરવાના હેતુથી થોડી ઘણી આનાકાની કરી સ્વીકાર્યા. અને બ્રાહ્મણને આપ કોણ હતા, વગેરે સર્વ બાબતથી વાકેફ કરી તરતજ ઘણાજ થોડા સમયમાં દખણ આવી રહેવાનું આમંત્રણ કર્યું—આ પૈસાના થોડા ભાગમાંથી મ્હેં આ ટોળી ઉભી કરી, આપને છોડાવ્યા. જો હું બ્રાહ્મણ પાસે ગયો ન હત, અને તેણે મદદ કરી ન હત, તેમજ આપને કેદી તરિકે સાહીસ્તાખાનને દિલ્હી લઇ જતા જોત તો ખરેજ હું ગાંડો થઈ જાત."

× × × × × ×

આ બનાવ પછીએક મહિને આ ચાર સન્યાસીઓએ આ શહેર છોડી, દક્ષિણ તરફનો માર્ગ લીધો.

× × × × × ×

આજે કોંકણ દેશમાં અતિ વિશાળ અને પ્રબળ દૂર્ગ રાયગઢમાં આનંદ છવાઈ રહ્યો છે. દક્ષિણનો મહ. તેજસ્વી સૂર્ય-હિંદુ ધર્મ તારનાર વીર શિવાજી દિલ્હી ગયા પછી તેમજ ત્યાં કેદ થયા બાદ ઘણે મહિને ઘણી ઘણી હાડમારી ભોગવી લોકોના મહા હર્ષ

વચ્ચે આજે પોતાના સુંદર સ્વર્ગ તુલ્ય રાજ્ય નગરમાં દાખલ થયો છે. ને તે હર્ષથી ગાંડી થતી માત્તા જીજાઉબાઈ સાહેબને પગે પડયો. માતાપુત્રના ચક્ષુઓ સંજળ થયાં. મહારાજના આગમનની સંજ્ઞાની ખુશાલીની તોપો છુટી. સર્વત્ર આનંદ આનંદ વર્ત્યો. અને પોતે કરેલા સ્વાત્માર્પણુના પુણ્યનું ફળ અનુભવતો શિવાજી આનંદમાં ડુબ્યો.

॥ ॐ तत्सत् ॥



આ ગ્રંથ કર્તાના તમામ પુસ્તકો તથા તે ઉપરાંત वंदेमातरम्‌નુ ગીત બનાવનાર પ્રખ્યાત બાબુ બંકિમ ચંદ્રકૃત. **ચંદ્ર શેખર**

| | | |
|---|---|---|
| (ગુજરાતીમાં સંપૂર્ણ ભાષાન્તર).. | રૂ. | ૧- ૦-૦ |
| સ્ત્રીઓને ખાસ વાંચવા લાયક | | |
| **સુસીલ સુકન્યા**.... .... | ,, | ૦- ૮-૦ |
| સંગીત કાદમ્બરી નાટક.... .... | ,, | ૧- ૦-૦ |
| ગીત ગોવિન્દ પ્રમાણે गीत गिरीष् काव्य .... .... .... .... | ,, | ૦- ૮-૦ |
| જીવન સાફલ્ય .... .... .... | ,, | ૧- ૮-૦ |
| આર્યા ચરિત્રાવળી... .... .... | ,, | ૧- ૪-૦ |
| વ્યવહાર દર્પણ .... .... .... | ,, | ૧- ૦-૦ |
| ચોરાસી આસન .... .... .... | ,, | ૧- ૪-૦ |
| પંઢરપુર મહાત્મ્ય... .... .... | ,, | ૦- ૮-૦ |
| ,, ,, મરાઠી .... | ,, | ૦- ૮-૦ |
| હિંદની હાલત— | ,, | ૦- ૮-૦ |
| વાઘેરોનો ઇતિહાસ .... .... | ,, | ૦-૧૧-૦ |

ઉપરના પુસ્તકોમાંથી રૂ. ૨) ના પુસ્તક મંગાવનારને પુરષોત્તમ વિશ્રામ સાહિત્ય માળાના ચારે અંક મફત આપવામાં આવશે.

બીજા સર્વ વાંચવા લાયક પુસ્તકો નીચેની દુકાનેથી મળશે.



